श्री गणेशायनमः

# स्त्रीशौन्दर्य कहेवतसंग्रह.

तथा

## दाराक्रंदसुबोध

एटले कजोडुं.



સર્વે શોખીલા વાંચનારાઓને માટે,

रची प्रसिद्ध करनार

जोषि इच्छाराम हरिशंकर, महुवा.



ग्रंथप्रयोजन दोहरो.

ક્યાં જલવિણ તરૂ ઉછરે, દામ વિના ક્યાં માલ;
આશ્રય વિણ કવિ શું રચે, સુંદર કવિતા હાલ.



અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૮૭. સંવત ૧૯૪૪.



કિંમત ચાર આના.

3380

# ॥ श्रीगणेशायनमः ॥

## ॥ ग्रन्थार्पण ॥

રાજ્યમાન રાજેશ્રી નેકનામદાર દેશાઈજી છોટૂભાઈ
ખંડુવસી મહુવા વલવાડાના ઈનામદાર સાહેબ.

સ્થળ શ્રી મોહનગ્ર.

### "सार्दुलविक्रिडीतवृतम्"

છોટૂભાઈ તનુજ ખંડુવસિના, વાણી વડી વીમળી;
ન્યાતીમાં સરવેષ્ટ શૂરવિરને, શોભે શુવૃત્તી સિળી;
સ્થાની શ્રી મધુપૂરે પૂર્ણ ઝળકયા, કૌસ્તૂભના તેજશું;
કે આ સદ્દ પુનેમનો શશિ ઉગ્યો, ઓપે વડા વેગશું. ૧
શોખી સ્નેહ તણા દયાળુ દિલના, દાતાર છો દાનના;
વિદ્યાવંત વિશેષ દેશ હિતમાં, ઝાઝી વધી નામના;
ક્રોધી ન્હે શુભ શાંતતા સદ્ગુણી, કોવીદનાં કારમાં;
પુરા પંડિત શૂરવીર રણમાં, હીરા તણી હારમાં. ૨
પ્રીતી પાત્ર અને પુરી ચપળતા, પર્માર્થમાં પૂરતી;
દૈશેમાં શુરવીરને મમતિલા, દેખાવડી મૂરતી;
સૂધારો કરવા વિશે હૃદયમાં, હમ્મેશ આશા ધરો;
જેથી દેશ મહી ફતેહ મળવા, ખ્રિસ્તે પ્રયત્નો કરો. ૩
વીવેકી વિદવાન માન મહતા, ભારે ભર્યાં મૂખમાં;
દાનાદેશ હિતેચ્છુ શાગર ગુણી, રાજ્યા સદા સુખમાં;
માયાળુ મગરૂર ને' મન વિશે, છો ભોજ રાજા સમાં;
વાધ્યું પૂરણ નૂર શૂરસમ આ, દીપ્યા દશે દીશમાં. ૪
પાખંડી પ્રથવી મહીં પ્રગટ થૈ, ક્યાં કેર કાળો કરે;
તેના ખંડન કાજ આજ હમને, આપે કહ્યું છે અરે;

માટે આ લઘુ ગ્રંથ અર્પણ કર્યો, શેવા મહી આપની;
જેથી લાભ લઈ સ્વદેશિ વિરલા, ત્યાગે મતી પાપની. ૫

## आशीर्वाद दोहरो.

નગ દુહિતા પતિતા સુતા, તા પિતુ રિપૂ સુજાન;
સો તુમકું રક્ષા કરે, નિશ દિન સદા પ્રમાન. ૬

તથાસ્તુ.

લિ. પ્રેમાંકિત શેવક

ઇચ્છારામ હરીશંકર જોષી.



## (શૂરાની સમશેર.)

### દોહરા.

એકલડો રણમાં મચ્યો, વરતાવી દે કેર;
સાબાશી છે એહને, શૂરાની સમશેર. ૧
ઢાલ ધિરજની ફેરવી, કરશે રિપુને જેર;
હઠે ન પાછી હીબકી, શૂરાની સમશેર. ૨
કતલ ઉડાવે કોડથી, વિચરી ઠેરે ઠેર;
ફાટી આંખ થકી ફરે, શૂરાની સમશેર. ૩
દાવ સાચવી સર્વના, ધસતો છાતી ભેર;
મદગળ હાથી શમ ઘુમે, શૂરાની સમશેર. ૪
કાપે કણસાં જ્વારનાં, ઉડે શીશ એ પેર;
તો સાબાશી મેળવે, શૂરાની સમશેર. ૫
રક્ત તણી સરિતા વહે, વાળે અરિનું વેર;
બાંધે કાંઠા હસ્તિના, શૂરાની સમશેર. ૬
કકડાટો વિદ્યુત સમો, કરશે બીજી મેર;
પટા ખેલતાં પરવરે, શૂરાની સમશેર. ૭
પાંચ પચાસ ન લેખવે, પાડે ઠોકર ભેર;
રંગીલા રણ ખેલવે, શૂરાની સમશેર. ૮
સિંહ સરીખી ગર્જના, કીધી જ્યાં ચોમેર;
મૃઘરૂપી ભાગે રિપૂ, શૂરાની સમશેર. ૯
માર માર કરતો ધસે, આણી દે આખેર;
દેશ વિશે ડંકો કરે, શૂરાની સમશેર. ૧૦
શુરાતની પાંડવ ગયા, જે ખેલ્યા એ પેર;
ગયું રાજ્ય જ્યાં મેળવ્યું, શૂરાની સમશેર. ૧૧
વિક્રમ ભોજે સબળથી, ટાળ્યું સહુ અંધેર;
શક વરતાવ્યો ખલકમાં, શૂરાની સમશેર. ૧૨
આજે શૂરો કોણ છે, જોતાં ઘેરે ઘેર;
ક્યાં હરતેગે તું અરે? શૂરાની સમશેર. ૧૩

શૂરો ખાંડૂ એળવી, કરશે દળામાં કેર;
બાકી દાતરડાં બધાં, શૂરાની સમશેર.

—❧—

(કળીયુગનો કમકમાટ.)

સવૈયા છંદ.

કેમ કળીયુ હવે ન આવ્યો, જૂઠું ભાષણ ઠેરે ઠેર;
ધરમી કરમી ક્યારે દીઠા, મોટો જગમાં વરત્યો કેર;
કોણ સુંદરી પતિવૃત પાળે, કરે નિત્ય પર નરશું નેહ;
મલિનતા આ વપુમાં આપી, તેથી બગડ્યો સઉનો દેહ. ૧
પાખંડીએ પ્રથ્વી ખાધી, ધૂતારે ખાધોછે દેશ;
અધર્મ ઝાઝો જગમાં ઝામ્યો, ને દીસે સૌ જનમાં કલેશ;
છોડી નર્પતિઓયે નીતી, સજ્જનની પ્રીતી પણ એમ;
ક્યાં રજપૂતોમાં બળ આજે, કોણ સગાંનો ઝાઝો પ્રેમ. ૨
કે ભગતોયે માળા જપતાં, જારી રમવા ઇચ્છ્યું ચીત;
ત્યારે શુદ્ધ રહી શું ભજશે, નરકે પડવાની એ રીત;
ક્યાં સાધુઓ ન્હાય નહીને, શેવા પ્રભુની કે'વી હોય;
સ્વધર્મ કેરૂં મૂળ ન જાણે, નજરે દીઠા એવા કોય. ૩
જસ ઉઠ્યોછે આ જગમાંથી, દાંભિક જનનું ભારે ડોળ;
આ કળિયુગમાં ગાદી છોડી, કે નૃપતી પણ ધરશે હોળ;
હીર ઘટ્યું શૂરાતન કેરૂં, શું મેળવશે રણમાં જીત;
આ ભૂમાપણ નષ્ટ થઈ છે, બંધે પાપ તણી જ્યાં ભીત. ૪
કેક મદીરાપાન કરેછે, ઊંચી વર્ણ વિશે જ્યાં આજ;
નીચ કર્મથી બુદ્ધી બગડી, ને લોપીછે કુળની લાજ;
પ્રથ્વીમાંથી પાક ઘટ્યોછે, અલ્પવૃષ્ટી વરસાદ તણિ;
દૂધ ઘટ્યું સૌ ધેનુ કેરૂં, અહી શીર ક્યાંછે આજ મણિ. ૫
સરિતા પણ સુકાવા લાગી, સિંધૂએ મે'લી મરજાદ;
આ ઉર્વીમાં ઉલટું ચાલ્યું, વધ્યો અસત્ય તણો ઉનમાદ;
કે નારી પોતીકા પીઉને, ભરમાવી ખવરાવે ઝેર;

એક બિજાની જોડે ચાલી, કળિયે કીધો મ્હોટો કેર. ૬
ભાર બોજ સૌ જનમાં ઘટિયો, કો કો'નૂ નવ ધારે હેત;
કુકર્મના ભંડાર ભરાયા, સાંસો પડશે ભરવા પેટ;
નીચ ઉંચમાં ફેર રહ્યો શું, મદ્યપાનનું વાધ્યૂં જોર;
ખાલી ભપકા કરી ખલકમાં, બતાવતા કો તનનો તોર. ૭
ગર્ભપાત ક્યાં અતી બનેછે, કૂમારકા પ્રસવે ક્યાં પૂત;
અદેખવા સૌ અતી બનીને, ભમતા થૈ જંગલના ભૂત;
બળિયા નિર્બળ બની રહ્યા કો, આપેલું પાછૂં લે દાન;
બુદ્ધીનું બળ કોણ વાપરે, ક્યાં છે વિદ્વાનોને માન. ૮
આવે ફળ કો રતૂ વિનાને, અદલ કોણ ચૂકવશે ન્યાય;
લાંચ લઇને ખિઃસા ભરશે, ઉલટૂં એ આ જગમાં થાય;
તોળે કોણ ધરમથી કાંટે, ઓછું આપે શેર બશેર;
સત્ય થકી ચાલો સૌ લોકો, ટાળો કળિનો કાળો કેર. ૯



## ॥ केफ विषे ॥

### "અમલ જરવો છે મુસ્કેલ."

(ચોપાઈ)

અબૂધને અમલ જો મળે, માન રહિત ચિત્તથી ચળે;
નહિ જાણે તે ઘરને મ્હેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૧
ચૌટામાં ચાલે કરિ ચેન, પડે આખડે પાડે ગેન;
જુઓ વગર પૈશાનો બેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૨
કેફ દામ ખરચીને કરે, પાછળથી ભૂખે તે મરે;
અંન વિનાની મારે સે'લ, અમલ જરવો છે મુસ્કેલ. ૩
કરી કેફ નર રસ્તે પડ્યો, કાદવ કિચ્ચડમાં જૈ અડ્યો;
લબદાયો લંપટ કરિ ટે'લ, અમલ જરવો છે મુસ્કેલ. ૪
રળે દામ જો પાંચ પચીસ, જાય સાંજના ફડમાં ત્રીસ;
આખર દેવાળાનો બેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૫
બસન કરીને ચોરી કરે, પોલિસને હાથે જૈ ચઢે;

તજી આબરૂ વેઠે જેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૬
ડાહ્યા કરિયા પર્મેશ્વરે, કેફ કરી ગાંડા થૈ ફરે;
કહે લોક આવ્યો બનિ છેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૭
મિલ્કત વેચે કરવા કેફ, લાગે મોટા કુળમાં એબ;
તોપણ રોગ ન મૂકે મેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૮
હતો એક લક્ષાધીપતી, કરી કેફ નવ રાખી રતી;
[1]નાગો બનિને વેચ્યું તેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૯
[2]દુરબળ એક કમાયો ધન, બમણું પેદા કીધું અન્ન;
બન્યો કેફથી ગાંડો ટેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૧૦
કેફી જન જો બેશે પાસ, વદન મહીંથી ઊડે વાસ;
દુરધંધીની ચાલે રેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૧૧
દુરધંધીપર માંખી જેમ, કલાલખાને કેફી તેમ;
પક્ષીના હિંશામાં મ્હેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૧૨
મતી દામ ખરચે નવ મળે, ઉલટી અક્કલ એથી ચળે;
શુરાપાનથી કરશે ફેલ, અમલ જરવો છે મુસ્કેલ. ૧૩
વધ્યું કેફ કરવાનૂ કામ, નાના મ્હોટા કેરે ધામ;
ભજો પ્રભુને તજિ આ સે'લ, અમલ જરવો છે મુસ્કેલ.૧૪



## *છકેલ અમલદાર.

(દોહરા.)

માન નહી વિદવાનને, છે અંધેર અપાર;
ફોકટ હોદ્દો ભોગવે, છકેલ અમલદાર. ૧
પદવી પામીને ફુલે, ન કરે પર ઉપકાર;
લોભિથી લલચાય છે, છકેલ અમલદાર. ૨
ન્યાય કરે નવ નેકિથી, દે દુખ અપરંપાર;
ગરીબને કંપે અતી, છકેલ અમલદાર. ૩

૧ ધનદોલત ખોઇને ગોખો થઈ રહે, અને આખરે તેલ વેચેછે!!! ૨ દૂબળો અથવા ગરીબ??? *ખોપરીના ફરેલ?

+લાવે ભારો કાષ્ટનો, વિક્રય કરવા નાર;
જુલમ કરી છિનવી લહે, છકેલ અમલદાર. ૪
રંક અને ધનવાનનો, નહી કરે સતકાર;
ઊંધી અક્કલના ધણી, છકેલ અમલદાર. ૫
દયા ન ધારે દિલ વિશે, ભરે કપટ ભંડાર;
અહંભાવ મનમાં લહે, છકેલ અમલદાર. ૬
કરે કામ કૂડાં વળી, નહી પ્રજાશું પ્યાર;
સૌ મૂરખ સરદાર જે, છકેલ અમલદાર. ૭
જગ કરતા કોરે મુકી, રમવા ઇચ્છે જાર;
પાછળથી પકડે જશે, છકેલ અમલદાર. ૮
અંત નિશાની આવશે, રે? ગરધવ ધિક્કાર;
તન પર પડશે જીવડા, છકેલ અમલદાર. ૯
જુલમ કરીને પુર વિશે, વણસાડે વેપાર;
લે' નીશાપો ગરિબનો, છકેલ અમલદાર. ૧૦
મગરૂરી મનમાં લહે, કરે કેર નિરધાર;
માણસને ઠરવા ન દે, છકેલ અમલદાર. ૧૧
આ સઘળું મૂકી કરી, ભજ જગનો કિરતાર;
હોદ્દો દિપશે સમજ તું, છકેલ અમલદાર. ૧૨
રાખિશ નહિ મન મદ વિષે, ધર સાદે સુખકાર;
જેથી પ્રભુ પદ પામશો, છકેલ અમલદાર. ૧૩
સરખો સૌનો આતમા, તત્વ તણો જે સાર;[૧]
એવું જ્ઞાન હૃદે ધરો, છકેલ અમલદાર. ૧૪



+ મેહેનત કરીને બિચારાં ગરીબ લોકો લાકડાંનો ભારો વેચવા આવે તો કેક બુદ્ધિહિન અમલદારો મફત પડાવી લીએછે? ૧ પંચ તત્વનો સાર ઇશ્વર જેમ દહીં વરોળતાં (માંખણ) એ સાર નીકળે છે, તેમ પંચ તત્વમાં સદા સર્વકાળ ઇશ્વર વ્યાપી રહેલો છે ???

## ॥ જારીનું જર થાય ખલાસ. ॥

(ચોપાઈ.)

ફિકર નહી જેને તલભાર, નિત્ય કરમ કૂડાં કરનાર;
કરે વેશિયા ઘર જે વાસ, જારીનૂં જર થાય ખલાસ. ૧
ધરી હ્રદયમાં મોટી હામ, અમૂલ્ય મેળવશે જો દામ;
મેલ જૈ રંભાની પાસ, જારીનૂ જર થાય ખલાસ. ૨
ત્યાગ કરી પોતીકી નાર, અવરે સાથ જોડે જૈ પ્યાર;
રહે બની રંડાનો દાસ, જારીનૂં જર થાય ખલાસ. ૩
કદી હોય લક્ષાધી પતી, જાર કરમથી રહી ના રતિ;
કો દીન આવે કુંડે પાસ, જારીનૂં જર થાય ખલાસ. ૪
હોય પાસ પૈસો જો બહૂ, જાર કરમમાં નાંખે સહૂ;
ઘર નારી નાંખે નિસ્વાસ, જારીનૂં જર થાય ખલાસ. ૫
દીપક દારા પુરૂષ પતંગ, અંદર પડી પ્રજાળ્યું અંગ;
ગયો શરિરનો ઉડી માસ, જારીનૂં જર થાય ખલાસ. ૬
વેચી સાટી સઘળો માલ, કીધો પરનારીશું ખ્યાલ;
ઘરમાં પૂળો ન મળે ઘાસ, જારીનૂં જર થાય ખલાસ. ૭
પામે પ્રોઢી પીડા તંન, ન મળે ખાવા ચપટી અંન;
મિત્ર મંડળી કરશે હાસ્ય, જારીનૂં જર થાય ખલાસ. ૮
કુભારજા ઘર ઝાઝો જાય, ફજેત દેશ મહી તે થાય;
ન કરે તેનો કો વિસવાસ, જારીનૂં જર થાય ખલાસ. ૯
કરશે જો વૈશ્યાનો સંઘ, નરક મહી પડશે તુજ અંગ;
દૈવયોગથી રે'શે માંસ, જારીનૂં જર થાય ખલાસ. ૧૦
અધર્મમાં ભીડે તે બાથ, ગયો ચઢી પોલીસને હાથ;
કીધો કારાગ્રહમાં વાસ, જારીનૂં જર થાય ખલાસ. ૧૧
નથી સાર જારીમાં જાણ, દારા છે દારૂની ખાણ;
સળગેથી પડશે તુજ લાશ, જારીનૂં જર થાય ખલાસ. ૧૨
અધર્મનું અંધારૂં તજો, જ્ઞાન તણા પણ અંગે સજો;
સૂધારો મન દિપક પ્રકાશ, જારીનૂં જર થાય ખલાસ. ૧૩

આરાધન ઈશ્વરનૂં કરો, પરનારી પરધન પરહરો;
તો કરશે જગ તુજે વિશ્વાસ, જારીનૂં જર થાય ખલાસ. ૧૪

## " વ્યભીચાર બૂરોછે ભાઈ "

### ( ચોપાઈ )

વ્યભીચારમાં બૂડ્યો જેહ, વૃથા જગતમાં જીવ્યો તેહ;
લાલચમાંય રહ્યો લપટાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૧
રાવણ કરવાને વ્યભિચાર, હર્ણું કરી રઘુપતિની નાર;
ગયો કુળ સાથે રોળાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૨
ઈંદ્ર ચંદ્ર બે ઇચ્છી કામ, ગયા ત્ર૱ષી ગૌતમને ધામ;
ક્ષય ભગ આપ થયોછે ત્યાંઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૩
પાંચાળી શું કરવા જાર, ઇચ્છયો કૈચાયે નિરધાર;
માર્યો ભીમ ભડે ત્યાં શાંઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૪
ભસ્માશૂર થયો કામાંધ, ધાર્યો ગિરિજા સાથે સંબંધ;
બળી મુઓ મુસ્તક ભુજ દેઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૫
વ્યભીચારમાં શુંછે સાર, ચઢશે હાથે ખાશે માર;
અંગ નંગ જાશે સૂકાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૬
વાળી વાનર હેતે કરી, ઘર રાખી શુગ્રિવ સુંદરી;
રહ્યો સંઘ કરવા મકલાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૭
રામચંદ્ર જેને તે દીસ, એક બાણથી માર્યો કીસ;
જુઓ જારમાં ગયો મરાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૮
નિશુંભ શુંભ હતા બે વીર, બળિયા દાંનવ છે રણધીર;
મદાંધને વાધી મસ્તાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૯
મહાકાળીશું ઇચ્છી કામ, અશુર મોહ પામ્યા તે ઠામ;
ગયાં શક્તિથી શીષ કપાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૧૦
વ્યભીચાર નર કરશો નહી, પરદારામાં જાશો વહી;
એ ફૂંદે નવ રહો ફસાઈ, વ્યભીચાર બૂરોછે ભાઈ. ૧૧
દેવ અને દાનવ નિરધાર, વ્યભીચારમાં ખાધી હાર;

મારે મૂકી દ્યો લુચ્ચાઈ, બ્યભીચાર બૂરોછે ભાઈ. ૧૨
રાખો પરમેશ્વરપર પ્યાર, તજો કામ કુડાં આ વાર;
સઘળી મૂકીદ્યો દાંગાઈ, બ્યભીચાર બૂરોછે ભાઈ. ૧૩

## "मुख मीठां ने मनमां कपट"

(ચોપાઈ.)

ભાઈ ભાઈ કરિ બોલે વાણ, મનમાં મગરૂરી પરમાણ;
કોય દીન મારે તે ઝપટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૧
વાત કદી સુણવાને કાન, આપે મુખે ઘણુએ માન;
કેર કરે પૂઠેથી વિકટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૨
પોતીકી મતલબ તે કરે, અવર વાત ચિત્ત નવ ધરે;
લહે કોઈનું લૂંટી શકટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૩
મોટી મોટી નાંખે વાત, ભરમાવે કરવાને ઘાત;
અંતે પોતે રહે નકટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૪
મારામાર કરાવે ક્યાંય, ભિંતર સળગાવીને જાય;
થાય ખુશી પોતે ત્યાં સકત, મુખમીઠાં ને મનમાં કપટ. ૫
લડાલડી કરતો કે સાથ, વાત માં હેથી ભીડે બાથ;
પછી અધર તે રહે લટક, મુખમીઠાં ને મનમાં કપટ. ૬
આમ તેમ સોધે કૈં વાત, દિલમાં રાખી મોટી કાત;
પછી પોરવે આણી ઉલટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૭
જારકરમમાં પોતે જુવે, થાય ફજેતી અંતે રૂવે;
વાત ઘણી સમઝાવે સુલટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૮
રિપૂ હશે કૈં પોતા તણો, હળીમળી શું ચાલે ઘણો;
કોય દીન પીડે તે લંપટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૯
ધની વૃદ્ધ માણસ કે હોય, જેનો વારસ હોય ન કોય;
કાકા કરિ ધન કરે દપટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૧૦
કરશો નહિ એનો વિશ્વાસ, જૈ નવ બેસો એવા પાસ;
રહો જાળવી રૂડો વખત, મુખમીઠાં ને મનમાં કપટ. ૧૧

કળા નારદી પોતે કરે, ધુળથી ઉદરમાં આડો ફરે;
પછી ડગેથી ફાડે તુરત, મુખમીઠાં ને મનમાં કપટ. ૧૨
માટે સજ્જન કહું છું વાત, કોય દિવસ એ કરશે ઘાત;
એવા જન રાખો નહિ નિકટ, મુખમીઠાં ને મનમાં કપટ. ૧૩



## " फूल्युं ते करमाय "

(દોહરા)

પુન્યદાન જે નહિ કરે, અંતે શું લઈ જાય;
મગરૂરી મનમાં બહે, ફૂલ્યું તે કરમાય. ૧
પરોપકાર કર્યા નહી, જીવ્યો તેજ વૃથાય;
આજ કાલ ચાલ્યા જશે, ફૂલ્યું તે કરમાય. ૨
રામ નામ લીધું નહીં, ધીક પડ્યો એ કાય;
ટગમગ ડોળા રહિ જશે, ફૂલ્યું તે કરમાય. ૩
અહંકારમાં ઓપવા, કૂદ્યો રાવણરાય;
દેવ સકળ દમતો ગયો, ફૂલ્યું તે કરમાય. ૪
પગથી ધરા ધ્રુજાવતો, જેરાસંઘ જે રાય;
વઢતાં એ આરી થયો, ફૂલ્યું તે કરમાય. ૫
ગરીબને કુંવે અતી, મનમાં જે મકલાય;
પણ મનમાં નથિ ધારતા, ફૂલ્યું તે કરમાય. ૬
છેલ થઈ નરમદ ધરી, પરધને લેવા ધાય;
એ સઘળું ભૂલી જશે, ફૂલ્યું તે કરમાય. ૭
જારકરમ યુક્તી થકી, કોડે કરવા જાય;
અંત ફજેતી થૈ જશે, ફૂલ્યું તે કરમાય. ૮
બળ કાઢીને સૈલશું, બાથે ભીડવા જાય;
વળતો તે ચગદે મરે, ફૂલ્યું તે કરમાય. ૯
ધરમ નીમ કરવા નહી, ઉલટ લેવા આય;
એ સઘળું ભૂલી જશે, ફૂલ્યું તે કરમાય. ૧૦
પરજર લૈને કપટથી, ભર્યું સદનની માંય;

મુર્ખ મમતમાં નહિ મચ્યો, કૂલ્યું તે કરમાય. ૧૧
લાછ ગરિબની લૈ ભરે, લાગે ઘરમાં લ્હાય;
પાછળથી પસ્તાય છે, કૂલ્યું તે કરમાય. ૧૨
દસ દીશ હાકે ધ્રુજવે, એવા શાલ્વરાય;
તે સૂતો રણક્ષેત્રમાં, કૂલ્યું તે કરમાય. ૧૩
નાદીર ને મહમુદ વળી, દુરયોધન જે રાય;
સૂતા મસિદ મશાણમાં, કૂલ્યું તે કરમાય. ૧૪
ધનમદ જોબન મદ અને, નૃપમદ જે કેહવાય;
નહીં તણાશો તે મહીં, કૂલ્યું તે કરમાય. ૧૫
હેતે ભજ ભગવાનને, જે તુજ મુકતી થાય;
નહિકર રે'શો લટકતા, કૂલ્યું તે કરમાય. ૧૬



## "ધુતારે ખાધોછે દેશ"

(ચોપાઈ.)

કળી કાળમાં ઠામે ઠામ, ધૂતારાનું વાધ્યું કામ;
લાજ મળે નહિ તેને લેશ, ધૂતારે ખાધોછે દેશ. ૧
ખાખી થૈને આવે બાર, ઢોંગ બતાવે અપરંપાર,
કપાળમા ચોળીને મેંશ, ધૂતારે ખાધોછે દેશ. ૨
બાળક જો પીડાયું હોય, ધુતારો બોલાવે કોય;
ધૂણે છૂટા મૂકી કેશ, ધૂતારે ખાધોછે દેશ. ૩
દ્રષ્ટી મેલી છે તુજ પેરે, ભમાવતો ભોળાં એ પેર;
કરે દ્રવ્ય લેવાનો ટેશ, ધૂતારે ખાધોછે દેશ. ૪
ઝાડો પીછી કરવા કાજ, જોગીને તેડે સૌ આજ;
કહે ભૂત વળગ્યોછે બેશ, ધૂતારે ખાધોછે દેશ. ૫
હાવે સારૂં થાશે કેમ, લોકોને ઘાલેછે વ્હેમ;
ઠગે રૂપૈયા કરિને પેચ, ધૂતારે ખાધોછે દેશ. ૬
એમ કરીને ભરવા પેટ, પળે રાજ દરબારે ઠેઠ;
ભમાવતો ભોળા નર એશ, ધૂતારે ખાધોછે દેશ. ૭

વાટે જાતાં ચોંદસ જોય, પાંથિક એવ આવે કોય;
લૂંટી લેશે મારી ઠેશ, ધૂતારે ખાવોછે દેશ. ૮
એવું રોજ કરેછે કપટ, લહે કોકનું લુંટી સકટ;
રે'વા નવ દે તેમાં રેશ, ધૂતારે ખાવોછે દેશ. ૯
એક મરદ છેતરિયો છેક, જડબુટ્ટી આપીને એક;
લીધી બદલે ગૌને ભેંશ, ધૂતારે ખાવોછે દેશ. ૧૦
છોડી દો નર આવું કામ, તો સૂધરશે લોક તમામ;
(તોપણ)નથી ચેતતા સજ્જન લેશ, ધૂતારે ખાવોછે દેશ. ૧૧



## "अबूध अमलदार विषे"

### દોહરા.

કાન તણાં કાચા અને, પૂછી પામે પાર;
તે શુધારો શું કરે, અબૂધ અમલદાર. ૧
રંક અને ધનવાનનો, થયો કેશ તૈયાર;
લિએ લાંચ ધનવાનની, અબૂધ અમલદાર ૨
ગરીબનૂ નવ સાંભળે, મારે ઉલટો માર;
ખોટો ન્યાય કરે સદા, અબૂધ અમલદાર. ૩
જેના મનમાં નહિ મળે, સારા સાર વિચાર;
કરે કેર જે નગ્રમાં, અબૂધ અમલદાર. ૪
કોરે મૂકી કાયદા, ચલવે મનનો તાર;
સાચ જૂઠને નવ લહે, અબૂધ અમલદાર. ૫
ઘણા સિપે આવી કરી, રૈયતને દે માર;
જર અન તેની પાસ લે, અબૂધ અમલદાર. ૬
થૈ ફરિયાદી તુજ કને, રૈયત તેણી વાર;
અદલ કરે ઈનસાફ શું, અબૂધ અમલદાર. ૭
તાણ્યું સત્વ સિપૈ તણું, પ્રજા મનાવી હાર;
જળમાં નાખ્યા કાયદા, અબૂધ અમલદારે. ૮
જુલમ કરીને હાટમાં, વણશાડે બ્યાપાર;

તા'રૂં કેમ થશે ભલુ, અબૂધ અમલદાર. ૯
કો'ને પુન્યે પામિયો, પદવી ભપકાદાર;
જુલમ કરેથી ફોકછે, અબૂધ અમલદાર. ૧૦
આજે છે પદવી અને, જાશે કાલ સવાર;
માટે મૂક મમત અરે, અબુધ અમલદાર. ૧૧
સત્ય ધર્મથી ચાલશો, પ્રીછી વિશ્વાધાર;
જુલમ કરશોરે ? કદી, અબૂધ અમલદાર. ૧૨
×પક્ષપાત કરશો નહિ, સમાન હૈયા હાર;
કરો અદલ ઈનસાફ હે, અબૂધ અમલદાર. ૧૩
બુદ્ધિનૂં બળ વાપરી, કરો સદા શુભકાર;
તો પ્રભુ પદને પામશો, અબૂધ અમલદાર. ૧૪



## " आखर देवाळांनो ठाम "

### ચોપાઈ.

આવગ થોડો ખરચે ઘણૂં, ગજૂ ન જાણે પોતા તણૂં;
કરે વગર વીચાર્યું કામ, આખર દેવાળાનો ઠામ. ૧
વનિતા નોકરીને વિશ્વાસ, દામ મૂકવા આપે પાસ;
કરે વાવલી તે મુદ્દામ, આખર દેવાળાનો ઠામ. ૨
બો'ળો કરવાને બ્યાપાર, ગયો નાવલે શિંધૂપાર;
લૂટાયો વાટે હેવાન, આખર દેવાળાનો ઠામ. ૩
રળી રળીને તોડે જાત, શઘળું વેચી કરશે ન્યાત;
કરે મમત મો'ટેને કામ, આખર દેવાળાનો ઠામ. ૪
આળસમાં ઊંઘ્યો હેવાન, રળવાપર નવ રાખ્યું ધ્યાન;
ઘરમાં ખાવા ન મળે માંમ, આખર દેવળાનો ઠામ. ૫
લાવે રૂપેયા બ્યાજથી, પાછી એક ન આપે રતી;

× કેટલાક અમલદારોના, લાંચથી ખિસાં ભરાયાં કે પછી કેશનો એકદમ પક્ષપાતથી સાચાનું જૂઠું કરતાં અને જૂઠાંનૂ સાચૂં કરતાં વાર લાગતી નથી. અરેરે ? ઇશ્વર ? ? ?

તો જાશે વેચે નિજ ગામ, આખર દેવાળાનો ઠામ. ૬
વધી ભાગિયા અપરંપાર, ચઢી ગયા બંન્યો દરબારે;
ગયાં લાંચમાં મિલ્કત દામ, આખર દેવાળાનો ઠામ. ૭
હશે કદી લક્ષાધીપતી, રમી જાર નવ રાખી રતી;
ફકીર બનિયો વેચી ધામ, આખર દેવાળાનો ઠામ. ૮
થયો ભણી મો'ટો પંડીત, પણ ચોરીમાં રાખ્યું ચીત.
પડી કેદ પામ્યો બદનામ, આખર દેવાળાનો ઠામ. ૯
વતનદાર ગાજીને ઘણો, કર્યો સંગ જે કેફી તણો;
વેચી ધરતી વેચ્યાં ધામ, આખર દેવાળાનો ઠામ. ૧૦
કરે સોરટી રમે જુગાર, જીતે નહિ ને ખાશે હાર;
જશે રમતમાં સઘળૂં દામ, આખર દેવાળાનો ઠામ. ૧૧
ન મળે પાસે પૈસો એક, દયામણો દીસેછે છેક;
કરશે જામીનીનૂં કામ, આખર દેવાળાનો ઠામ. ૧૨
વ્યાજે લાવી ધંધો કરે, ઘણૂં દામ ટોળે તે કરે;
ન્હાશી જાશે ફૂંકી ધામ, આખર દેવાળાનો ઠામ. ૧૩
કુભારજા જો ઘરમાં હોય, સાચવશે શું ઉલટું ખોય;
રળે પુરૂષ શું રાખી હામ, આખર દેવાળાનો ઠામ. ૧૪



## શ્રષ્ટી શૌન્દર્ય.

### રજશોભા.

### શિંહોન્નતાછંદ.

શ્રી રામચંદ્ર પદ પંકજને નમૂંછૂં,
પ્રિતેથિ ધૂળ તણુ વર્ણન આ રચૂંછૂં;
દેવાધિ દેવ કરૂં હૂં નિશદીન સેવા,
વિઘ્નો વિદારણ કરો, નડતાંજ એવાં. ૧
*આ ધૂળ તો નર સજે, સહુમાં ગણાય,

*કેટલાએક નાના મોટા માણસોને એવી આદત પડી ગયછે કે, એક માણસ કહેછે કે, અલ્યા ભાઈ! ફલા-

(પણ) જેનાં વડે જિવન આ, જગનૂંજ થાય;
આ ધૂળમાં ખલક વાસ કરી રહીછે,
મુર્ખા જને નજિવિ બાબતમાં લહીછે. ૨
ઉત્પત્તિ જીવ તણિને લય થાય જેમાં,
એવા અથાગ ગુણ શોભિત છેજ એમાં;
વર્ષા રૂતૂ મહિ પ્રજન્ય વિશેષ આવે,
લોકો હળેથિ ખણિ પ્રથ્વિ ક્ષી મચાવે. ૩
જાૂવાર *શાળી મગને મઠ કયાં લખાવે,
ચોળી તુવેર તલ ઉર્વિ મહીં વધાવે;
ગોડે નિંદે વળિ કપાસ કહાં કરાવે,
એવી રિતે નિયમ સૌજન તો ઠરાવે. ૪
લીલોતરી સકળ જે બળમાં ઉગેછે,
ઝોરાં દિઘેથિ વધિ ઉપર જૈ પુગેછે;
કંટોળિ કૌવચ લતા કુસમાંડ કેરા,
તુંબી ઘિલોડિ ×કર્કુતાદિકછે ઘણેરા. ૫
શોભે લિલાં ત્રણ જુદી જુદી જાતનાં જ્યાં,
વેલા વિટાય તરૂ સાથ અહી સમાં ત્યાં;
તાપે કરી જરૂર પાન સુકાય જ્યારે,
પાછો શું મેઘ પળમાં દિલ દાઝ ધારે. ૬

ણાએ આ'વી હવેલી બંધાવી જો? ફલાણાએ આવી નાતો જમાંડી. ત્યારે બીજો માણસ કહેછે કે, એમાં તે શું ધૂળ હવેલી બંધાવી, ત્રીજો કહેછે કે, એમાં તે શું ધૂળ નાતો જમાડી. આમ કેહેવાની ઘણા લોકોને ટેવછે. પણ વિચાર કરતા નથી કે ધૂળમાં શું શું ગુણોછે. જ્યારે ધૂળ એ નજીવી બાબતમાં હલકું નામ ગણાયું. પણ એજ ધૂળની અંદર કેવા ચમત્કારીક અથાગ ગુણ રહેલા છે, તે આ વિષય પૂરેપૂરો વાંચવાથી તુરત માલુમ પડશે.

*ડાંગીર. × કારેલાં

વાયૂ વિશાળ વળિ•વાદળનાં તડાકા,
આવે પ્રજન્ય કરતો બળમાં કડાકા;
(જાણે) આ ફાટિયો નગ અને નભકે ભડાકે. ૭
ઝાડી તણા સમુહ જ્યાં ઢળિને પડેછે,
ઓખંડિ સાદ મધુરો વનમાં કરેછે;
ખાડી નદી *સરવળી જળથી ભરેછે,
સંભાળ રંક તણિ જેમ શ્રિમંત લેછે. ૮
વૃક્ષો પરે જળનિ ધાર રૂડી પડે છે,
(તે જેમ) કો વિપ્ર શંભુ અભિશેક સદા કરેછે;
કે મેઘનાદ ચઢિયો કરિ યુદ્ધ દ્રષ્ટી,
ને કીધ કાળ સમિપ્યો મથિ બાણ વૃષ્ટી. ૯
ચા'રો લિલો મહિસિ ગૌ વૃષભો ચરે જ્યાં,
તીખા તુરી બળદને ખર ખચ્ચરો ત્યાં;
મેંઢા અજા મૃધ વળી સસલાં ચરેછે,
પુષ્ટિ કરી તન તણી ફરતાં ફરેછે. ૧૦
પાકે અનાજ સઘળૂં રજથી કરીને,
લાવે ક્રશીથિ જનશો સકટો ભરીને;
ખોરાક ખાંડિ દળિને જન સૌ કરેછે,
તેમાંથિ તત્વ ખનિને વપુમાં ઠરેછે. ૧૧
તે શુક્રથી જન સહૂ પશુ પક્ષિ આદે,
પેદા થયાં પલકમાં ધૂળના પ્રસાદે;
એમાંથિ સાગ તરૂ સીશમ તો બન્યા છે,
[1]વાસ્તવ્ય કારણજને ગ્રહ સૌ રચ્યાંછે. ૧૨
આ ધૂળ અંદર જુઓ શુભ ખાણ જે છે,
સોનૂ રૂપું જસત ત્યાં અતિ નીપજે છે;

* તળાવ. ૧ સાગ શિશમાદી ઝેરડાઓ ધૂળની અંદર ઉગેછે તેને લોકો લાવીને સુંદર ચિત્રયુક્ત હવેલીઓ બાંધી રહેછે ! ! !

લોઢૂં શિશું ક'લઈને ખરૂ સાંપડે છે,
કાંસૂ અને શુભગ તાંમૃ તથા જડે છે. ૧૩
હીરા ઝવેર મણિ માણક જ્યાં વિરાજે,
ને પોંખરાજ ઝળક્યાં જન હીત કાજે;
કૈનેટ નીલ મણિ પૂંજ પ્રકાશ પામ્યાં,
રત્નો તણા જરૂર કે ઢગ શૂભ ઝામ્યાં. ૧૪
જો ધાતુ હોત નહિ તો જન શું કમાતે,
હોતે ન ધૂળ કદિ તો અન ક્યાંથિ ખાતે;
રસ્તા બન્યા સડકના રજથી કરીને,
તેપેર રેલ જડિ છે કુટથી ભરીને. ૧૫
ત્યાં આગગાડી ચલવી વળી તાર કેવો,
વાયૂ અને મન સમો શુભ વેગ તેવો;
ધાતૂથિ એનિ ગતિછે નહિ તો ન ચાલે,
જો ધૂળ નૌ'ય કદિ તો પણ તે ન હાલે.૧ ૧૬
બાગો બન્યા રજ મહી શુખ કાજ સારા,
થંડી લહેર ઉડતી છુટીને ફુવારા;
ચંપા ગુલાબ ગુલબાસ ઘણા ખિલ્યાંછે,
કેશૂ કદંબ ગુલમોર વળી ઝુલ્યાં છે. ૧૭
અનાસ અંજિર અખોડ અસૂંદરા છે,
પૂગી પપનસ તરૂ સહ પિંપળાછે;
આ મોગરા કુમુદિનો શુભવાસ બ્હેકે,
જાસૂદિ જોર મહિ ગૂલહજારી લ્હેકે. ૧૮
દાડેમ ચંપકળિ દેવ સમી વિરાજે,૨
નારંગી નાળિયરિ લિંબ ફળી સદા જે;૩

૧ ધૂળની અંદરથી નીકળેલા ધાતનો તાર બનેછે;તથા મૂળ સકંચામાં ધાતૂનાં પત્રાંઓ હોયછે; તેને યોગે તારમાં જવાબ આવજા કરેછે? ?? ૨ એ નામના પુષ્પનુ ઝાડ? ૩ લીંબોઈ ?

આલૂ અખોડ વળિ અંબતરૂ ઘણેરાં,
શોભે સુવાસ થકિ મંડપ દ્રાક્ષ કેરાં. ૧૯
રાતી પિળી કરણ સ્વેત કહીં જણાય,
ત્યાં બેસવા જરૂર હોશ તથાપિ થાય;
રંભા ફળો વળિ અનેક બદામડી છે,
રાયણ રામફળ શૂભ સિતાફળી છે. ૨૦
આંબા [૧]અનાર તરૂ એલચિ [૨]નિંબકેરાં,
બ્હેકે લવીંગ અહિવલ્લિ લતા ઘણેરા;
જાવંત્રિ જાયફળ ને તજ બાદિયાંનાં,
છે છોડ ચાહ વરિયાળિ સુવા મઝાનાં. ૨૧
શોભા બની રજથકી પર ઉપકારી,
આવે હવા મૃદુ મૃદુ જન સૂખકારી;
ને જેમ રોગિ ડિસપેન્સરીમાં પળાય,
લેતાં દવા દરદિને ઝટ શુખ થાય. ૨૨
(તેમ) આ બાગમાં ગમન સૌ જનતો કરે છે,
પામી હવા મગન થૈ મન ત્યાં ઠરેછે;
આ બાગ અંદરથિ કોકિલ કિલકારે,
કે ચારૂ ચાતક ચકોર મુખે ઉચ્ચારે. ૨૩
કે પક્ષિ એક તરૂ ટોચથિ ઉડિ બીજે,
બેસી અને હૃદયમાં ભલિ ભાત રીઝે;
મંજૂ મધૂપ કઈ નાદ મુખે કરેછે,
કે સારિકા[૩] સુકવિ વાદ સુખે કરેછે. ૨૪
ક્યારે કપોત બુલ બૂલ સુ બોલ બોલે,
ક્યારે કળા કરિ મયૂર તથાપિ ડોલે;
સૌ પક્ષિના મધુર શાદનુ ગાંન ઝાંમે,
શું અપ્સરાનુ વડુ ગાયન તેનિ સામે. ૨૫
રે આ ? શુણ્યાન શ્રુતિ સુંદર નાદ જેણે,

૧ ફુમળથી ફેલાયલા? ૨ લીમડા? ૩ મૈનાં.

ખોયો વૃથા જનમ જક્ત વિશેજ તેણે;
રાતી પિળી જમિન કે નજરે પડેછે,
કે કાળિમાંથિ, અસલી ધન શાંપડેછે. ૨૬
આધૂળથી સરસ વાસણ તો ઘડાય,
કે કુંભ ગાગર તથા બરણીજ થાય;
ખાણો પડે નજર પથ્થરની અતીશે,
કાળા સફેદ જડતા મન જોઈ હીંશે. ૨૭
કે વ્હાણ આરસ તણા અતિ નીકળે છે,
તે દ્રવ્યવાન ગ્રહ કારણ સંગ્રહેછે;
આ ધૂળમાં કુપ[1] તડાગ[2] તથા સરીતા,
[3]વાપી તણાં નિરમળાં જનવારિ પીતાં. ૨૮
શિંધૂ રહ્યો રજ તણા શુભ આસરાથી,
તો ક્ષાર જે લવણ પ્રાપ્ત થયું ત્વરાથી;
આ આગબોટ વળિ વ્હાણ જુવો વિચારી,
છે નાવડાં નિરમળાં જન હીતકારી. ૨૯
આ શિંધુમાં મથન કીધ જગત્પિતાયે,
ને કાઢિયાં રતન ચૌદ ગ્રહી ત્વરાયે;
કૌસ્તુભ લક્ષ્મિ ધનવંતરિ ચંદ્ર આદે,
[4]રંભા [5]શુરા ધનુષ સંખ વિશેષ નાદે. ૩૦
[6]વાજી સુધા[7] વિષ ઐરાવત ઈંદ્ર કેરો,
ને પારિજાતક શુવાસ દિયે ઘણેરો;
એ આદિ રત્ન વળિ કામદુધાશુ ધેનૂ,
ધાર્યું બને મન વિશે શુભ કાર્ય જેનૂ. ૩૧
એ સર્વ શોધન કર્યું જગહીત કાજે,
છે ઉપકાર અવિનાશિ તણોજ આજે;
મુક્તાફળો વળિ પ્રવાળ ઘણા જડેછે,

૧ કુવો. ૨ તળાવ. ૩ વાવ. ૪ અપ્સરા. ૫ એક જાતનો દારૂ. ૬ સુર્યનો ઘોડો. ૭ અમૃત.

આ રેતિના રણ અતી નજરે પડેછે. ૩૨
મેદાન પ્હાડ સરખૂં સઘળે જણાય,
રેતી ઉડી પવનથી ઢગ ખૂબ થાય;
આ સિંધુનાદ ભુભુકારે મુખે કરેછે,
ને છોળ પા'ડ સમિ ઉછળિ આવિ રે'છે. ૩૩
તે જેમ રામ દસ કંધનુ યુદ્ધ દીસે,
કે નાંદ કીધ ભુભુકાર, તહીં કપીસે;
તે જોઇને મન મહીં ભય જ્યાં પ્રકાશે,
પાંસે જતાં જનતણું તન છેક ત્રાસે. ૩૦
ડોલે વહાણ વળિ સ્વેત શઢો ઉડેછે,
તે દૂરથી ધ્વજ [1] શમાં નજરે પડેછે;
કે એશી વ્હાણ મહિ જાય જનો વિદેશે,
ત્યાં માલ ખાલિ કરિ દામ ચુકાવિ લેશે. ૩૫
બીજો ભરે સરસ માલ તથાપિ તેમાં,
લાવી સ્વદેશ મહિ લાભ લિયેજ એમાં;
[2] કે વ્હાણ પાણિપર ખૂબ ઉચ્યાં તણાય,
વૈમાન શું નભ વિષે ઉડતાં જણાય. ૩૬
દેખાવ એવિ તકમાં દુરથી પ્રમાણ્યો,
મેં ઇંદ્રપૂરિ સમ સાગર એહ જાણ્યો;
છે મચ્છ કચ્છ મગરી સુસવાર એમાં,
ને વ્હેલ આર જળ માણસ છેજ તેમાં. ૩૭
કે આગબોટ લઈ મીલ વિલાત જાય,
રંગૂન ક્યાંડિ મદરાસ તથા પળાય;
શોભા લલિત રજની કહુંછું સુખેથી,

૧ ધ્વજા. ૨ કેટલાંક વહાણો ઘણાં દૂર હોયછે ત્યારે તે ઊંચાં માલુંમ પડેછે. અને જથાબંધ વહાણોનાં પવનથી ઉડતા ધોળા શઢો તે જાણે આકાશમાં વૈમાનો ઉડતાં હોયને ? એમ જણાયછે. ( સંદેહાલંકાર )

એની લિલા અધિક વર્ણું હું મુખેથી. ૩૮
રેતી ઉડી પવનથી ઢગ ઘૂમ થાય,
તંબૂસમાં દુર થકી નજરે જણાય;
કે ઈંગલીશ જનયાં સુખ કાજ આવ્યા,
ખાવા હવા સકળ તંબુ તહીં ઝમાંવ્યા. ૩૯
વાયૂ થકી પલકમાં ઉડિ ત્યાંથિ જાય,
ને ઠામ ઠામ વળતા ઢગ ક્યાં જણાય;
તે જેમ ભૂત કૃતિ પોતિકિ આચરે છે,
દેખાવ એવિ તકમાં નજરે પડે છે. ૪૦
વેલા શુશોભિત થુરે મરજાદ કેરા,
લીલા દિશે લળકતા ખિલિને ઘણેરા;
+શિંધુ ધુમ્યો ખલકનો લય આણવાને,
ને છોળ પ્હાડ શમિ ફેંકિ ડુબાડવાને. ૪૧
તે જાણ્યું ઈશ મનમાં દુનિયાં જશેરે,
ને કલેસ આ સકળ લોક મહી થશેરે;
(પછી) આ મૂકિ વેલ મરજાદ દધી તિરે ત્યાં,
દીધૂં ખસેડિ જળને ધસતુ ક્ષિતીમાં. ૪૨
જાત્રા ભરાય દર શોમવતી અમાસે,
ને સંકરાંત મહ ઉદય [1]જ્યાં પ્રકાશે;
લોકો તણાં સમુહ દેશ વિદેશિ આવે,
સાતોદકેથિ તન સ્નાન તહીં કરાવે. ૪૩
કે બેટ શાગર મહીં અતિ દૂર દીસે,

+સમુદ્રે જ્યારે પ્રથ્વી પોતાનાં જળમાં લઈ લેવાને પ્રથ્વી તરફ ભયંકર છોળો આણી હુમલો કર્યો; ત્યારે ઇશ્વરે વિચાર્યું કે રખેને ? પ્રથ્વી જળમય કરે; માટે ત્યાં આવી સમુદ્ર ફરતી મરજાદ ( આમન્યા ) મૂકી તેથી દરીયાથી હાલ તેની બહાર અવાતું નથી ? ? ?

૧ મહોદયપર્વ ? ? ?

તેમાં જવા જરૂર આપણું મન હીંસે;
કોકો સ્થળે ચમક વ્હાણ વિશેષ આવે,
એટે વહાણ ઝટ ત્યાં નહિ કાંઈ ફાવે. ૪૪

પામે તહાં દુખ બહૂ જન વા'ણ કેરાં,
ભાગ્યે બચી ક્વચિત નાંવ છૂટે બિચારાં;
કે ડુંગરો બરફનાં નજરે પડેછે,
રૂપાસમા ચળકતા દુરથી દિશેછે. ૪૫

તોફાન કો દિવસ સિંધુ અતી કરેછે,
ત્યારે વહાણવટિ સૌ ગભરે મરેછે;
વાયૂ તણા ચકર મંડળ થાય જ્યારે,
કે વ્હાણ ખાઈ ચકરી ડુબિ જાય ત્યારે. ૪૬

આતે અથાગ જળ ઉછળતું ફરેછે,
ગેબિ અવાજ ભુભકાર મહીં કરેછે;
ફાટે પહાડ તતડાટ કરી તડાકો,
બર્ફા ઉડે પિગળતા કરિને ભડાકો. ૪૭

આવી પડે ઝપટ નાવ મહીં કદાપી,
ચાંપે રસાતળ સુધી જન સૌ તથાપી;
કે મચ્છ વ્હેલ મગરિ કરિ મૂંખ પ્હોળૂં,
દોડી ગળે પલકમાં જનુ નાવ બ્હોળૂં. ૪૮

કો દીન મીન મરિને જળ છોળથી તે,
કાંઠે ખિલાય વળતૂં વહિ જોરથી તે;
તેને ચિરે ઢિમર સૌ મળિ લાભ જાણી,
તો સાંપડે સધન વા'ણ થકી કમાણી. ૪૯

મધ્ય સ્થળે પરવરી શું વિચાર કર્તાં,
દેખાય વ્યોમ મહિ વાદળ સુભ્ર ફર્તાં;
પશ્ચીમ પુર્વ વળિ દક્ષિણ ઉત્તરે ત્યાં,
દીશા જણાય નહિ કાંઈ વિચારિ જોતાં. ૫૦

*હોકાતણા સમનથી સહુ *વ્હાણ ચાલે,
યંત્રો ન હોય કદિ તો ઝટ દાબિ ઘાલે;
વ્યોમે જતાં શુભગ વાદળ સ્વેત ભાસે,
તેતો પહાડ સરખાં સઘળે પ્રકાશે. ૫૧
૧કે રામ રાવણ તણાં યુધને વિશે આ,
આવ્યૂં સહૂ દળ સમૂહ મળી અરે ત્યાં;
કે ફાટિયો નગશુ આરસ ન્હાણનો આ,
(શું) તેના ઉડે શુભગ પથ્થર વ્યોમમાં આ. ૫૨
સાંજે સવાર મહિ આભ્રઘટા તણાય,
પશ્ચીમ કે પુરવમાં જુજવાં જણાય;
લીલાં પિળાં કઈક શ્યામ સફેદ રાતાં,
રંગોધરે ખુબિવડે અતિ મહા માતાં. ૫૩
તે જેમ રાજ્ય ગ્રહમાં પડદો તણાય,
કે ચંદ્રવો ગગન વેષ્ટિત શું જણાય;
ઇંદૂ વળી શૂકલપક્ષ તણો પ્રકાસે,
ત્યારે ઉજાસ જગમાં દસદીશ ભાશે. ૫૪
તારા તણા સમુહ તેજથિ શોભિ રે'છે,
(તે) જાણે સભા નૃપ કરી નિતિ આદરેછે;
કે ચંદ્ર પાસ વળિ કે દુર છેજ તારા,
દીવાનને સર શુભા સમ તેહ સારા. ૫૫
કે કલેકટરો જજડને રસિડેન્ટ સર્ખા,
શું મેજિસ્ટ્રેટ અધિકારિ વિશેષ નર્ખ્યા;
સૌ સૌ તણી પદવિએ જઇને બિરાજ્યા,

*હોકાયંત્ર દરેક વહાણવટિઓ વહાણમાં રાખેછે, તેથી દીશાઓ તુરત માલુમ પડેછે ??? ૧ધોળાં તથા રંગ બેરંગી વાંદળાંઓ, જથાબંધ જોરથી જતાં હોયછે; તે જાણે રામ તથા રાવણના યુદ્ધમાં સૈન્ય એકઠું મળી જતું હોયને, એમ તર્ક ઉપજે છે ???

ત્યાં ન્યાય નીપુણ કરે નવ જાય આંજ્યા. ૫૬
[1]સાંજે કચેરિ મહિં સૌ તરતીબ આવે,
પ્રાતે વિસર્જન કરી જુગતી જમાવે;
ઉજેડિયો મળશકે પ્રગટે તથાપી,
[2]શું અર્જદાર ફરિયાદિનિ દાદ આપી. ૫૭
અંધારિ રાત મહિ વ્યોમ વિશે જણાતા,
તારા અથાગ ગણતાં નથિ એ ગણાતા;
આકાશમાં શકળ કે કિનખાબ નાખ્યો,
મેં તેહને લલિત જોઈ હૃદે શું રાખ્યો. ૫૮
કે આ રચ્યો નવલ મંડપ વિશ્વકર્મા,
હીરા જડિત્ર કહું કે ચળકે શું પન્ના;
કે છત્ર પ્રથિવ પર સુંદર આ છવાયું,
શું જર્કસી ભરગચી પટકે વણાયું. ૫૯
નિત્યે ઉગી ખલકમાં રવિ આથમેછે,
ઋતૂક્રમે તુરત વર્ષ બધાં વિતેછે;
આ જંબુદ્વીપ નવખંડ મળી થયોછે,
તેતો ટકાવ રજથી કરીને રચ્યોછે ૬૦
[3]પ્રાણ્યોત્પતીનિ શુભ ખાણ ચતુર્થ એમાં,

---

૧ રાત્રે તમામ તારાઓ ચંદ્રમા ને વચમાં રાખી ઉગેછે, તેમાં કે મૂખી તારાઓ છેટે છેટે હોયછે; તે જાણે રાજ કચેરીમાં પોત પોતાનાં હોદ્દા ઉપર અધીકારીઓ બિરાજેલા હોય ને એવી રીતે દેખાવ આપેછે ? ? ? ૨ એક તારો મળસકાંમાં ઉગેછે, તે જાણે ચંદ્રમા આગળ ફરીયાદ આવ્યો હોય એવી રીતે તર્ક ઉપજે છે, પણ ચંદ્રમા અસ્ત પામેછે અથવા છેટો જાયછે. એટલે સુર્યના ઉગવાથી, તે અરજ ગુજાર્યા સિવાય પાછો જાયછે.

૩ તમામ પ્રાણીની ઉત્પત્તિ થવાની ચાર ખાણોછે તેપણ ધૂળમાંજ છે તેનાં નામ ઉપર આપ્યાંછે.

ઉદ્‌ભીજ જારજ શું અંડજ સ્વેદ જેમાં;
આ અદ્રિમાં અગણ દેશ તથા શહેરો,
મોટી નદી વળિ, અખાત અને નહેરો. ૬૧
કે ડુંગરો દુરથિ આપ સમીપ ભાસે,
તો ત્યાં જતાં જનતણૂં તન છેક ત્રાસે;
આડા પડી નમન શું પ્રભુને કરેછે,
કે જોડિ પાણ નગર સૌ સ્તુતિ આદરેછે. ૬૨
છે વ્યોમરંગ દુર દ્રષ્ટિથિ આપ જોતાં,
જાણે ચઢી નભ મહીં ઘન ગાજિઓ ત્યાં;
ઉચી નિચી સકળ આકૃતિ પા'ડ કેરી,
કિલ્લા સમી શુભગ કે બનિ દેવ ડેરી. ૬૩
વર્ષાદ ત્યાં પ્રથમ વૃષ્ટિ જઈ કરેછે,
સંભાળ અંત્યજનની પછિ આદરેછે;
ત્યારે ઉગે સરશ ચાર તથાપિ તેમાં,
વેલા વિશેષ દિસતા નગના વપૂમાં. ૬૪
કે સાગ શીશમ તરૂ શુભ સેગઠા જ્યાં,
કાંટી કિ'રાય કમદી કડિ વૃક્ષ છે ત્યાં;
આતાડને તણછ બાવળ આ વંળી છે,
સેતૂર ને સરશ+ શુભ સિતાફળી છે. ૬૫
આંબા અખોડ અરડેસ અતી અરીઠી,
આતે અથાગ અરણી નજરે શું દીઠી;
કે બેર ખાખર અને ખરસાણિ કેરાં,
ને આ ખજૂર ખજુરી તરૂછે ઘણેરાં. ૬૬
કોપીપળા પિપરડી બળમાં ઉગ્યાંછે,
શું શ્રીફળી ફણસિ, ફોફળિ સૌ ઝૂક્યાંછે;
લીંબોઈ નિંબ વટસાદ તથા બિજોરી,
આ તે અથાગ અહિ વલ્લિ અને હિંગોરી. ૬૭

+એ નામનું ઝાડ થાયછે ? ? ?

એવી મરેઠી મિઢળી મન જોઈ હીંશે,
કંડોળિ કોયલી તથા કંઝમો અતીશે;
કોઠી કસાય કરિયાળ કુવાર લાખૂ,
જેઠી જણાય જુજવી, ઝુલતાં શું જાખૂ. ૬૮
કે ઝાડ ઘૂમટ કરી સ્થિતિમાં રહ્યાંછે,
[1]ને કે વિશેષ વધિ વ્યોમ લગી ગયાંછે;
ખાડી નદી સરવળી, ભરપૂર ભાસે,
વ્હેરા જણાય જુજવા કદિ કોય પાસે. ૬૯
આ ઝાડીમાં સુભગ પક્ષિ શું બોલ બોલે,
શું વાજુ લાઠતણુ હું વદુ એનિ તોલે;
ક્યાં ચારૂ ચાતક ચકોર મુખે ઉચ્ચારે,
કે આંબ વૃક્ષપર કોકિલ કિલકારે. ૭૦
કે થેકળા કરી મયૂર, અનંત નાચે,
(તે) જાણે સ્તુતી મુખવદી નગને શું જાચે;
મંજૂ મધૂપ વળી ખંજન બોલ બોલે,
તે નાદ મૈં વરસમો સુણિ નાગ ડોલે. ૭૧
ક્યાં સારિકા શુક વિવાદ ઘણો ઝમાવે,
જાણે ખિજ્યા પતિ કને સતિ જે મનાવે;
ને ક્યાં કપોત ખુલ બૂલ મુખે ઉચ્ચારે,
કે સૂડલા નુરિ કબૂતર શબ્દ મારે. ૭૨
આ હોલી કાબર શું સોર કરે બપૈયા,
ને બોલતા ખુબિથિ પોયણ ને પપૈયા;
સાંજે સવાર મહિ ગાયન ખૂબ ઝામે,
તેને અતી સુણિ કરી જન સૂખ પામે. ૭૩
કે ઇંદ્રની નિકટ ગાંધ્રવ ગાયછે આ,
એવો વિતર્ક ઉપજે શુણિ નાદને આ;

---

૧ અતિશય કંટકવાળા જડાંમાંથી વાંસના ગોબાઓ નીકળીને એકદમ ઊંચા વધી જાયછે. ? ? ?

કે ભોજલાં કુદિ અનેક તરુ ચઢે છે,
ને કેટલાં રમતમાં ફિરિને પડેછે. ૭૪
ઉમાં થઈ કંઈક નાચ રૂડો કરેછે,
જાણે મદારિ સમ પર્વત ખેલવેછે;
ક્યાં રિચ્છ રાયણ તણા ફળ ખાઈ ના'સે,
શું નાસતા જન સમાનજ એહ ભાસે. ૭૫
એસે સિપાઇ તરૂ પેર ઘણું કરીને,
જાતાં મનુષ્ય ઝડપે કરથી ધરીને;
લેને ભરાય દરમાં પછિ હાથ ચાટે,
ત્યારે મરે જન સુકાઈ હુદે સુફાટે. ૭૬
કે વાઘ કોકતર મહિ દર ખોદિ રે'છે,
ને મસ્ત થૈ કંઈક તો ફરતા ફરેછે;
ગેબી અવાજ કરિ સિંહ ફરે અતીસે,
તે જેમ મેઘ ગગડ્યા સમ એહ દીસે. ૭૭
કે કોતરો મહિથિ ઘૂવડ ઘૂઘવેછે,
ક્યાં નાગ સાપ રહિ રાફથિ ફૂંફવે છે;
આતેશ *શાબક સિયાળ વિશેષ જોવાં,
હોલા નિહાર હિંડતી અલબેલડીયાં. ૭૮
છે રોઝ સાબર તથા સમરી શિયાળો,
ને સાહુડી સરસ સારસ એહ ભાળો;
હાથી અને જિરફ[1] ઊંટ તણો અટાળો,
નાગૂર બાજ કરિયાળ વરૂ પટાળો. ૭૯
લીલો કલ્હાર ખિલિને અતિસે લચેલો,
ચા'રો લિલોછમ થઈ સઘળે મચેલો;
ગોવાળિયા મહિંસિ ગૌ વૃષભો ચરાવે,
ને વાંસળી મધુર કે મુખથી બજાવે. ૮૦

* સશલાંઓ, ૧ જિરાફ.

[1]કે વાંસ જાળ મહિં સુંદર નાદ બોલે,
શું છે સતાર વળિ તાઉસ એનિ તોલે;
કે ઝાડ તો પવનથી નમિને પડેછે,
કે સૌ મળી સમિરને પ્રણિપત કરેછે. ૮૧
આ પ્હાડ ટોચ થકિ ધુમ્ર સદા ઉડેછે,
તે આગગાડિ સમ આ નજરે પડેછે;
છે વાંકિ ચૂકિ સહુ આકૃતિ બેસુમાર,
આ પ્હાડ ઝરણ દર્શિત છે અપાર. ૮૨
છે બદ્રિકાશ્રમ હિમાલય શૈલ માંહિ,
ને પાંડવો ગળિ ગયા પ્રભુતાથિ જ્યાંહિ;
જેને શિરે અચળ ગંગ વિરાજતી છે,
આ ગીરિરાજ ગણુ કે ગિરિજાપતી છે. ૮૩
કૈલાશ કે રમણ દીપક આ પ્રકાશ્યો,
શું ઇંદ્રપ્રસ્થ શમ શોભિત એહ ભાસ્યો;
દેવાલયો સિખરપેં દિપતાં શું રંગી,
ગોકર્ણ ને ગગન દર્પિત સપ્ત શિંગી. ૮૪
[2]આરાસુરી જગતની જનિતા વિરાજે,
મા'લક્ષ્મિ માંડવ ગુફા નગ શીર ગાજે;
છે જાત જાત તણિ ઔષધિ બે સુમાર,
તે જોઈ નેટ્યું મનમાં પ્રગટે શું પ્યાર. ૭૫
કે પ્હાડ છેક વધિ આભ લગી ગયાછે,
નીચી સ્થિતી કબુલ કૈક કરી રહ્યાછે;
*મેરૂ વિંધ્યાચળ તણી સરખાઈ જામી,

૧ કેટલીક વાંસની જાળોમાં ચોમેરથી પવન ભરાયછે ત્યારે તેમાંથી નાનાવિધ પ્રકારનાં સુંદર રાગ રાગણીઓ નીકળેછે, તે જાણે સતાર કે તાઉશ વાગતું હોય એમ જણાયછે ? ? ?

૨ અંબાજી, * એક વખત મેરૂ પર્વત અને વિંધ્યાચળ, એ બેને ઊંચા વધવાની સરખાઈ થઈ હતી, તેમાં વિં-

આડો પડ્યો ઋષિ અગસ્તથિ શાપ પામી. ૮૬
કેથે તરૂ સુખ્ખડ ચંદનનાં જણાય,
સૂગંધ સુંદર દશે દિશમાં સુહાય;
શોભા વસંત-રૂતુમાં દિપતી અપાર,
ફૂલ્યાં સુગંધમય ઝાડ અઢાર ભાર. ૮૭
કે વૃક્ષ મોર થકિ આ લચિને પડ્યાંછે,
ને કેટલાં નવિન પલ્લવથી ભર્યાંછે;
આ કેસુડી ફુલિ શું ફાગણ રંગ કાજે,
ક્યાં ધાવરી શું શુભ ગલાલ તથા વિરાજે. ૮૮
*કે પીતવર્ણ વળિ શ્યામ સફેદ દીસે,
દીઠાં ગુલાબિ ફુલ આ નજરે અતિસે;
ટેટા તરૂવટ તણા શુક ખાયછે ક્યાં,
બોલે મિઠાં વચન સૌ મળિ એકઠાં ત્યાં. ૮૯
કે આગિયા ચમકતા તરૂપાનપે આ,
શું દીપ માળ સળગી વિભુ મંદીરે આ;
કે ગાંધ્રવો દિપક રાગ શું આદરે છે,
તેથી દિવા સકળકે તરૂપે બળેછે. ૯૦
કે આ દિવાળિ પ્રગટી નગમાં મઝાંની,
ત્યાં દીપ શૌ ઝળકતા સમજે છઝાની;[૧]

ધ્યાચળ પર્વત વધીને છેક સુર્યમંડળ સૂધી ગયો, એથી સૂર્યને પણ ઘણું દુઃખ થયું, એવામાં ત્યાં અગસ્તઋષી આવ્યા ત્યારે વિંધ્યાચળ પર્વતે આડા પડી ઋષીને નમન કર્યું તે વખતે અગસ્ત બોલ્યા કે હું આવું ત્યાં સૂધી એ-મને એમજ રેહેજે એમ કહી કુંભજ ચાલતા થયા, તે ફરીથી આવ્યાજ નહીં તેથી પર્વત આડો પડેલોછે ? ? !

* કેટલાંક પુષ્પો કાળાં અને ધોળાં એવાં રંગબેરંગી હોયછે ? ? ? ૧ ઊંચાં અને ઘુમટદાર વૃક્ષોનાં પાંદડાંઓ ઉપર રાત્રિને વિષે આગીઆઓ ચમકેછે, તે જાણે

શોભા વિશેષ નરખી નગ કેરિ જ્યારે,
આનંદ આ દિલ વિષે પ્રગટ્યો વધારે. ૯૧
મો'ટી ગુફા નગ વિષે અતિ ઉર્ધ્વ ઠામે,
અંધારઘોર તહિં કોય જવા ન પામે;
તે દેખતાં દુર થકી ભય જ્યાં પ્રકાશે,
[2]વિક્રાળ રાક્ષશિ સમી ઝટ ફાડિ ખાશે. ૯૨
કે કો હશે ઘણું કરી મુનીરાય એમાં,
દેવાપિને મરૂતરાય હશે શું તેમાં;
તે પામવા નરહરી તપ આદરેછે,
(ત્યાં) રાતે ધુણી શળગતી નજરે પડેછે. ૯૩
જ્યારે થશે સતતણો યુગ ઉર્વિમાં રે,
[3]કર્શે મરૂત અવધી તણુ રાજ્ય ત્યારે;
કોકો સ્થળે સુભગ તાડ તથા ખજૂરી,
[4]શું ટોપલો શિર લઈ ઉભિછે મજૂરી. ૯૪
વૃંદાતણાં વન દિશે નજરે અથાગ,
તેમાં ફણા કરિ રહ્યો શુભશેષ નાગ;
આ તે તળાવ મહિં પંકજ શું ખિલ્યાંછે,

---

દીવાળીની અંદર છજામાં દીવાઓ મૂક્યા હોય તેમ જણાયછે ???

૨ પ્હોળાં મોઢાની ગુફા વિક્રાળ રાક્ષસી જેવી માલુમ પડેછે તે જાણે રખેને ફાડી ખાશે, એવો ભય ઉપજેછે ???

૩ રામચંદ્રના વંશમાંનો મરૂત રાજા હિમાલયમાં કળાપ, ગ્રામછે ત્યાં તપ કરેછે, તે હવે પછી સત્યયૂગમાં અયોધ્યાંનું રાજ્ય કરશે, એવું રામાયણમાં લખ્યુંછે ???

૪ નાની મોટી ખજૂરીઓ કોકોસ્થળે નજરે પડેછે, તે જાણે કોઈ પણ મજૂરી (કામ કરવાવાળી) માંથે ટોપલો લઈ ઉભી હોય, તેમ તેનાં ચોગરદમ વિખરાયલાં જટીયાંનો ગુચ્છો દેખાયછે ???

ત્યાં હંસ મોર વળિ દાદુર ઍને વિ'લાછે. ૯૫
ગુંજાર કંજપર આ ભ્રમરો કરેછે,
લેવા સુગંધ ફુલનો ફરતા ફરેછે;
પક્ષી સમૂહ મળિ વારિ પિવા પધારે,
બેસી શું વૃક્ષપર રાગ મધૂર મારે. ૯૬
ક્યાંથી પશુ મળપતાં પળમાં મળીને,
અંબૂપિને તરત જાય પછી ટળીને;
આ ઝાડના વનમહીં જવ આગ લાગે,
ત્યાં આમ તેમ પશુ પક્ષીનિ ટોળિ ભાગે. ૯૭
ચો'મેર ધુમ્ર ધુમિ વ્યોમ વિશે પળાય,
શું આગ આ ઉછળતી સઘળે જણાય;
ક્યાં સાગ શીસમતણા તરૂઓ બળેછે,
ને કેટલાં દવ વિશે ઢળિને પડેછે. ૯૮
રે આકશાય બરૂબાવળ પર્જળીને,
તેમાંથિ જાય બહુધા અહિ[૧] નીકળીને
ક્યાં વાંસ જાળ સળગી તતડાટ થાય,
તેના અવાજ ફુટિ તોપ સમા જણાય. ૯૯
જાણે અજિર્ણું અગ્ની ઉદરે શું વ્યાપ્યું,
તે બાળવા વિજય *ખાંડવવન આપ્યું;
કે હોળિકા પ્રગટિ ફાગણ સૂદ કેરી,

૧ સર્પ * એક વાર અગ્નિને અજિર્ણનો વ્યાધી થયો હતો, ત્યારે અગ્નિએ બ્રાહ્મણને વેશે, કૃષ્ણ આગળ યાચના કરીકે. માહારાજ સ્વેતકેત રાજાયે (૨૪) દીવશ અહોરાત્રી યજ્ઞ કર્યાછે, તેથી મને અજિર્ણનો વ્યાધી થયોછે, હવે મને ઇંદ્રનું ખાંડવવન જો ભક્ષ કરાવો તો મારો રોગ જાય, પછી કૃષ્ણે અર્જુનને આજ્ઞા કરી, તેણે ઇંદ્ર જોડે યુદ્ધ કરી અગ્નિને ખાંડવવન ભક્ષ કરાવ્યું તેતો ન હોય? એવો સંદેહ ઉપજે છે. વિજય એટલે અર્જુન.

વિક્રાળ સૈલ વપુમાં બળતી ઘણેરી. ૧૦૦
કે પક્ષિઓ બળિ જતાં અતિ બૂમ પાડે,
ત્યાં તેહને દવ મહીં પડિ કોણ કાઢે;
જ્વાળા ઉડે ગગનમાં વળિ ગોબિ ગોટા,
ઉભાં બળી તરુ ફુટે જ્યમ દારૂ ટોટા. ૧૦૧
ચોમેર આગ સળગે વળિ વાયુ તેવો,
ને કાળજાં સમ બળે ક્યહિ મિષ્ટ મેવો;
ગોધ્રાટ થૈ ગગનમાં નહિ કાંઈ સૂજે,
તે જોઈને પશુ સમૂહ તથાપિ ધ્રૂજે. ૧૦૨
આ આગના ભયથિ પક્ષિ અતિ ઉડેછે,
(કેટલાંકતો) બૂમે જતાં ઝડપમાં ત્રુટિને પડેછે;
ક્યાં વૃક્ષ સૂખડતણાં બળમાં બળેછે,
તેનો સુગંધ વનમાં બહુ પીમળેછે. ૧૦૩
કે કોતરો મહિંથિ વાઘ બળી બરાડે,
સિંહો અને ગજ ક્યહીં અતી બૂમ પાડે;
કો કો સ્થળે નરમ થૈ વળિ જ્યાં પ્રકાસે,
ત્યાં લંકપૂર સળગ્યા સમ એહ ભાસે. ૧૦૪
આતે ત્રિપૂર તણું લોચન ત્રીજું ખોલ્યું,
તેથી પ્રદિપ્ત બની આગથિ વન ડોલ્યું;
જ્વાળામુખી ગગન ચુંબીત શું કરેછે,
એવો વિતર્ક મનમાં અતિ ઉતરે છે. ૧૦૫
અગ્ન્યાસ્ત્ર રામતણું શું રણમાં છુટયુંછે,
આ વૃક્ષરૂપ રિપુને હણવા રૂઠયુંછે;
કે સૈલશીર મહિં, રોમ વધ્યાં અતીશે,
માટે કર્યું વપન આગ થકીજ તીશે.+ ૧૦૬
બેચારમાં, સલગીરે દવ હોલવાય,

+ પર્વતે, કેમકે તપસ્ચર્યા કરવા માટે પર્વત ઉપરના આર-
ણ્યમાંજ બેસેછે ???

કે કેટલાં તરૂ પછી થકિ પાલવાય;
આ પ્હાડ શો બની રહ્યો રજથી કરીને,
નર્મ્યાં વિશેષ નગરો નયણે ભરીને. ૧૦૭
મદ્રાસને કલકત્તા જ્યપૂર જોયું,
કાશી પુના ભરૂચ જોઈ શું મનમોયું;
મુંબાઈ તો શુ ભગ ઈંદ્રપુરી પ્રકાશી,
લક્ષ્મી તથા સુખ ઘણુ સમ સ્વર્ગવાશી. ૧૦૮
આ [1]રાજનગ્ર વડપૂર[2] તથા અયોધ્યા,
[3]ઈંગ્લાંડનાં સુરત આદિ વિશેષ શોધ્યાં;
આ ધૂળથી સકળ બંધાઈને રહ્યાંછે,
સંક્ષેપ માત્ર સહુ આ નગરો કહ્યાંછે. ૧૦૯
આસીત કાળ પ્રગટ્યો હિમ સૈલ હેઠે,
શું થંડિકારણ જનો કપડાં લપેટે,
ભૂમી વિના વદુ કપાસ કહીંથિ થાતે,
ને રૂ નહોત કદિતો પટ ક્યાં વણાતે. ૧૧૦
રૂડો પ્રતાપ રજનો જન હીતકારી,
ઉત્પતિ સૌ અન્નતણી થઈ એથી ભારી;
એમાંથિ અન્ન ધન આપણુ શો કમાશું,
આવી બનેથિ ઝટ એહ મહી સમાશું ૧૦૧
એનો કદી સકળ શ્રુષ્ટિ ન પાર પામી,
તો કેમ તુચ્છ રજ થૈ સઘળે વિરામી;
એ શક્તિ ઇશ્વરતણી બનિને રહીછે,
શું એહને નજિવિ કે મુરખે કહીછે. ૧૧૨
હે વિશ્વનાથ જગના કર તમેતો,
ને પ્રાણિ પામ્મર છિયે જન સૌ હમે તો;

૧ અમદાવાદ. *વડોદરા. ૩ ઇંગ્લાંડ અને સ્કાટલાંડ વિગેરે દેશના શહેરો નું વર્ણન થતે પરંતુ સંક્ષિપ્ત દેશજ લખવામાં આવ્યોછે. ???

મે બુદ્ધિહીન શિશુએ કવિતા કરીછે,
ને દેશિ બંધુ તણિ શેવ વિષે ધરીછે. ૧૧૩

—•—

દોહરા.

શ્રીપતિને ચરણે નમી, કૈં'છું બે કર જોડ;
કવન રંક મુજ વાંચિને, કોય ન દેશો ખોડ. ૧૧૪
રચ્યો વિશય મે તર્કથિ, મોહ નગર શુભ ઠામ;
સહુ કવિને વિનતી કરી, કે'છે ઇચ્છારામ. ૧૧૫

—•—

( हाथी ते दरबारे )

ચોપાયાછંદ.

ઈંગ્રેજોનો પુશાક પે'રી, ભપકો કાઢે ભારે,
હિંદુસ્તાનીને નવ શોભે, હાથી તે દરબારે;
ન્યાત જમાડી કીરતી કરવા, ગરીબ જન મન ધારે,
દેવાળાં કાઢે પૂઠેથી, હાથી તે દરબારે ૧
કોડી એક ન પાસ મળે પણ, લાંબી બાથો મારે,
ચગદેને ચૂરો થૈ જાશે, હાથી તે દરબારે,
ચાલ હંસની કાગ ચાલતાં, ફૂલ્યો મનમાં જ્યારે,
મૂળ ચાલ મૂકીને ઠણક્યો, હાથી તે દરબારે. ૨
થોડો વિદ્યાભ્યાસ કરીને, કોવિદ બનવા ધારે,
સભા મહીં ડાચકિયાં મારે, હાથી તે દરબારે;
અલ્પ શક્તિ જો હોય નીજની, ક્યાં વેપાર પસારે,
ચોરો ચીજ સહુ લૈ નાઠા, હાથી તે દરબારે. ૩
ધર્મ ધુરિંધર કેરે દ્વારે, પુત્રી તે ઘરબારે,
કિર્તી ફેલે કદરદાનની, હાથી તે દરબારે;
નીચ ઊંચનો વેશ ધરીને, ખાલી ભપકા કાઢે,
તુચ્છ વેણને રહી મલિનતા, હાથી તે દરબારે. ૪

—•—

## ધૂતારા વિશે.

### કવિત મનહર.

અરે ઓ ધૂતારા બુરા વેશ રચી ઢોંગ કરે,
આર્ય દેશ મા'રો ધૂતી ખાયછે તમામ તું;
વેશ બેશ નવ નવા કાઢેછે તું દીન દીન,
ભિન્ન ભિન્ન વિચારોથી, પ્રજાને ભમાવે તું.
અંગે બીભૂતી લગાવી, લહે લોકોને ઠગાવી,
દ્રવ્યમાં તું જાય ફાવી, ભોળાં ભરમાવિને;
કૂરને કપટ વેણ ચિતનો ચપટ ચેણ,
ફેરવે ઝપટ નેણ રેણ ‡લાછ લેવાને. ૧
કેકના તું કર જુવે કેકના ચરણ જૂવે,
વાહ? તારા નશીબમાં દ્રવ્ય તો ઘણૂંય છે;
કેકને કહેછે તારા નશીબમાં દારા ત્રણ,
ધાન્ય તો અકળ તારા ભાગ્યમાં ભર્યુંજ છે.
હાથેળીનાં અંગઠમાં* ચિત્ર સૂખપાળ તણું,
બતાવે ભમાવી ભોળાં આર્ય ધૂતી ખાયછે;
સૂખપાલે બેશશે તું હોદ્દો મુખ્ય મેળવિને,
અરે તારા દેવમાં આ મુખ્ય તો ગણાય છે. ૨
લલાટમાં ત્રણ રેખા એતો ભાગ્યશાળી લેખાં,
વિવેકનો સિંધુ કે તું પુન્યવાન જાણજે;
પાંચ શિશુ લખ્યાછે આ ભાઈ તારા લેખ માંય,
બાળકી બે ત્રણ બાળ ખસૂસ પ્રમાણજે
એવું કહી ભરમાવે ભોળા મારા આર્ય ભાઈ,
એમાં તે મોટી નવાઈ માની દ્રવ્ય આપેછે;
અરે મારા મિત્ર શુણો ઢોંગી એતો ઢોંગ કરે,
અર્થ એમાં નવ સરે દ્રવ્ય લેવા તાકેછે. ૩

‡લક્ષ્મી, *હાથેળીમાં લીંટી જેવી રેખાઓ હોયછે તે !!!

માટે આર્ય ભાઈ તમે ચિત્તમાં વિચાર કરો,
ભોળાને ભમાવીએ તો ધુતી દ્રવ્ય લૈ ગયો;
ગાઠે ગર્થ બાંધી કરી ખોટી વાત સાંધી કરી,
ભમ્યાં ભોળા ભાઈ ત્યારે દેશ ખાલી થૈ ગયો.
આવે એવા ધતવા કે ભાવ તે ભજાવે જ્યારે,
કેકને ભમાવે ત્યારે ગામ બા'ર કા'ડવો;
એવા જન ક્યારે જશે જેથી આર્ય સુધરશે,
ત્યારે ગૂજરાત દેશ પૈશાવાળો ધારવો. ૪



## હાલ સમાંધીના ઢોંગ વિશે.

### પુનઃકવિત.

અરે ઓ? હરામી કામી વૃત્તિ તેં વિરામી તારિ,
બેઠો થૈને ધ્યાની હાની કરશે શરીરની;
ફરેછે તું ગામે ગામ રહેછે તું ઠામે ઠામ,
મૂશાફરી માંડી કામે, મક્કાના ફકીરની.
ઉતરે જ્યાં ધર્મશાળા કરવાને કૃત્ય કાળાં,
ધામ લીપી થાપીને તું સ્વચ્છતા બતાવેછે;
પ્રભાતમાં ઉઠીને તું જાય સરીતાને તીર,
શૂરવિર સરખોરે ઝટ ન્હાઈ આવેછે. ૫
પંચકેશ તા'રા જાણે વન ભાલુ× ના પ્રમાણે,
સૂખડ ઘશીને ભાળે ચોપડે તમામ તું;
અંગે ચોળી રાખ તુંતો બની જાય મોટો ખાખિ,
ભાંખી હામ દ્રવ્ય કેરી લોકને બતાવે તું.
પછી એક ઓરડામાં, કાછકછીનેજ બેશે,
ઘૃતતણા દીપક બે શુક્ષ્મ તો ચેતાવેછે;
પછી પદ્માશનવાળી દ્રષ્ટી તું બતાવે કાળી,
અતી ડુચ્ચા ઘાલી સ્વાશ નાસિકે ચલાવેછે. ૬

× પંચકેશ રીંચ્છની માફક રાખીને ઢોંગ બતાવેછે ???

છીંકારા પછીથી નાખે આંખે' જરી જરી જુવે,
આવ્યું કે કો નથી આવ્યું શંકે આંખ ફેરવે;
શરીરના અવયવના સાંધા કરી નાંખે ઢીલા,
સ્થંભ થઈ બેશે જાણે હાલે નહી લેશ તે.
લોક કેરા થોક મળી મહંત જોવાને જાય,
દૂર થકી લાગે પાય જુવે ધારી ધારીને;
ગૂરૂજીના શિષ્ય બે ઉભાછે દ્વાર આસપાસ,
પાંજરી પ્રસાદ આપે પત્ર ભરી ભરીને. ૭
લોકો લૈને ખૂશી થાય આનો આનો નાખી જાય,
બીજાને કેવાને જાય સમાધીની વાત જે;
બાકીના જોવાને જાય હોંશ તો મનસ્વિ થાય,
મહંતને લાગે પાય આનો મુકી જાય તે.
એવું એવું ચાલે રોજ ઘેરે ઘેર ચાલે ભોજ†
ખાઈ ખાઈ બને રોઝ જેવા અલમસ્ત તે;
સદને સદન થકી રૂપૈઆ બબેજ આપે,
પગે લાગી વદા કરે ઢોંગીને સમસ્ત તે. ૮
અરે ? મારા આર્ય ભાઈ એ જોજો બધી ઠગાઈ,
દ્રવ્ય તો ગયો કમાઈ ખાઈ જેમ લાડવો;
ખાલી એતો ઢોંગ કરી ભરમાંવી ભોળવીને,
રમત બતાવી જાણે બાળકનો માંડવો×
ખરેખરી વાત કહું શુણજો સાહેબ તમે,
પદ્માશન વાળે તે પલાંઠી એક મૂકવો;
સમાધી જો ખરી હશે દા'જે નહી જરા તેહ,
ખોટી હોય બળે ત્વચા તેથી કરે કૂકવો. ૯



† ભોજન × બાળકો ધૂળમાં નાંનાં નાંનાં દાતણુ તથા ઢીંગલાનો માંડવો કરેછે પણ તે કાંઈ કામ આવતો નથી મિથ્યાછે ? ? ?

## મનની શક્તી કેટલી છે.

### પુનઃકવિત.

અરે મન ધન્ય તા'રી ગતી હું વિચારિ ભારી,
થાયછે વિતર્ક મને ઘડી ઘડી વારમાં;
ઘડીમાં ઉડે અકાશ પળમાં આવેછે પાસ,
શશિ નક્ષત્રની જોઈ શોભા ક્ષણ વારમાં.
ઘડીમાં પ્રવેશ પણ પાતાળે તું કરી આવે,
ક્ષિતીના મંડાણ તણી ખબર તું લાવેછે;
દધી સરિતાને તીરં હવા ખા જાય ઝટ,
બોટ વ્હાણ દીવા ડાંડી શોભા જોઈ આવેછે. ૧૦
ઘડીમાં દધીની નીચે પેસવા જરૂર જાય,
મચ્છ કચ્છ મગરીને પેખી ઝટ આવેછે;
મુક્તાફળ શીપ અને પ્રવાળના નગ *જોય,
પળમાં પેખી પાછ લંક તું બતાવેછે.
દશે દીશામાં પ્રવેશે તોયે મગ્ન થઈ ન બેશે,
દશ દીધપાળ પંડે ઝટ ખોળી કાઢેછે;
ઘડીમાં તું દેશ જાય ઘડીમાં પ્રદેશ જાય,
સારી સારી ચીજ જોઈ મોહ તું પમાડે છે. ૧૧
કોઈ વાર સ્વાદ ખટરશ તણો ચાખે તુંજ,
કોઈ વાર ફીકું પડી સ્થીર બેશી રહેછે;
કોઈ વાર સ્વરગમાં પ્રવેશ કરેછે પંડે,
મણી મય સદનની શોભા આવી કહેછે.
શૈલતણી શોભા જોવા હોંસ થકી પોતે જાય,
તરૂતણા થોક ઝોકે ઝુકી ઝુકી જાય છે;
સ્ફાટીક સીલ નિહાળી તરૂઓ ફુલેલ ભાળી,
જાણેછે સદા દીવાળી રાજી રાજી થાય છે. ૧૨
અન્યાયનો ન્યાય કરે, રાજધ્યાની પોતે ધરે,

* પર્વત.

તપસ્વિના તપ તું જરૂરથી ભંજાવેછે;
બળને શકળ કળ મોટું તારૂં છે પ્રબળ,
વાયૂ થકી વીશ ગણી ફરજ બજાવેછે.
સારાં સારાં ભોજન કરાવે પંડે પ્યાર કરી,
ભાવ થકી ભોગવીને મનુષ્ય ભમાવે છે;
સારાસાર વીચારને આચા કરાવેછે તું,
ઘડીમાં વીરોધ પંડે પળમાં ઘડાવેછે. ૧૩
બુદ્ધિ બૂરી આપિ કૈને ચોરી તો કરાવેછે તું,
પછી પકડાવે પંડે પોલીશની પાંશ તું;
હાથકડી તું ઘલાવે ઘડીમાં છોડાવે તુંજ,
બૂજ ન ગણે મનુષ્ય તણી વળી ખાસ તું.
ઘડીમાં છોડાવી દેજે ચિત્ત તો પ્રશન કરી,
ઘરી હામ યોગણીને વિવેક વિચારે છે;
ઘડીમાં ઉઠાવે તાન ઘડીમાં પાડેછે માન,
આઈ ખૂબ મસ્ત રહે ગતી તારી ભારેછે. ૧૪
રાયને બનાવે રંક, રંકને બનાવે રાય,
મોટી તા'રા કૃત્ય તણી ખુબીઓ મુદ્દામ છે;
પડતીને ચડતીજ દશા આણી નાંખેછે તું,
તા'રી મોહજાળ તણી કૃતીનું એ કામ છે.
ઘડીમાં તું દેવ દેરાં તોડવાની મતી કરે,
ઘડીમાંહે ઈમારત મ્હોટી તો ઉઠાવેછે;
×મદન જાગ્રત કરે ઘડીમાં તું નિશાં કરે,
પંડે ગાંજો ભાંગ પાઈ ગાંડા તું બનાવેછે. ૧૫
ત્હારી સારી ગતી થકી બની રૂડી આગગાડી,
ખાડી નદી બાંધી* પાડી સડક રશાળજે;
બળદ કે ઘોડા હાથી ખપ તેનો એમાં નથી,

× કામદેવ. * મોટી નદી અને નાની ખાડીઓ ઉપર મોટા નાંનાં પૂલો બાંધેલા હોયછે ! ! !

મુઃખે શું શકું હું કથી ભિન્ન ભિન્ન કળને.
કોયલાની કાઢી ખાણ તૂજને બતાવિ કોણે,
મોટી તા'રા કૃત્યતણી ખૂબીઓ મુદ્દામ છે;
વિશેષ વિચાર કરૂં પણ નવ જડે પાર,
ઘટઘટ બાપક તું ચતૂર સુજાણુંછે. ૧૬
કાપડ વણાટ કામ જૂવો જીનતણું ધામ,
ભિન્ન ભિન્ન વિચારોથી રચ્યું શૂભકારમાં;
ખૂબી તારી ખલકમાં, તારથી ઉત્તમ બની,
તરેત જવાબ જાય વેગથકી તારમાં.
છોડ્યો શું પવન વેગી કે તીખો તૂરંગ લહું,
ક્રોશ તો હજાર તણી એઠાં વાત થાયછે;
નાંનાં વિધપ્રકારનાં તોરંગ ઉઠાવેછે તું,
પ્રજાને માટે લંબાણ શોધવાને જાયછે. ૧૭
મિત્રને પવિત્ર જાણી સ્નેહ તું બંધાવે તાણી,
ઘડીમાં વીરોધ પંડે પળમાં પડાવે છે;
તા'રી સારી ગતીમાં કો નથી જાણુનાર આજ,
તજ કૃત્યતણી મોહ જાળમાં ભમાવે છે.
પોણીપર આગ આગબોટ ચાલે એશું નાંનું કામ,
લખ્ખોમણ ભાર ખેંચી દેશાવર જાયછે;
અરે મન ધન તારી ગતી હું વિચારી ભારી,
તર્કને વિતર્ક મને ઘડી ઘડી થાયછે. ૧૮
કનક કલ્હાઈ શીશું જસત ત્રાંબું પિત્તળ,
લોઢાં આદે ધાતૂ તણી શોધ તે કઢાવીછે;
નીલમણી પોખરાજ કૌસ્તૂભ હીરાની હાર,
સ્ફાટીકાદે મણી શોધી કીંમત ચઢાવી છે.
સ્વપ્નવસ્થા માંહે નાખી ભમાવે તું દેશદેશ,
મરણ જરણ પણ તેહમાં બતાવે છે;
વળી ધનમાલ જાણે મેળવાવે ભરપૂર,

તૂરત જગાડી ભોળાં જનને ભમાવે છે. ૧૯
ગોળ ખાંડ શાકરને શાક પાક કેરી રીત,
શોધીછે સંતોશકાર પર ઉપકારી તેં;
સેલ કેરાં અરણ્યમાં ઔષધી ભરી અપાર,
શોધી લાવી વૈદકને મેલી ગૂણકારી તે.
છબી તણું છાપખાનું કાઢ્યું એ શું નાનું કામ,
આખેહુબ પાડી છબી પળમાં બતાવેછે;
લાલ કાળા પીળા કાચ અનેક તરેથી કરી,
પેદા કરી પ્રજા કાજે લંબાણથી લાવેછે. ૨૦

## दाराक्रंद शूबोध एटले कजोडानी स्त्रीये करेलुं आक्रंद, तेनां उपर सूबोध.

વસંતતિલકા છંદ.

ગણપતિ સ્તૂતિ.

લંબોદરા ગણપતી પદવંદુ તા'રા,
સિંદૂર લેપન કર્યું સિધ બુદ્ધિ દારા;
વંદૂ તને બહુ બહુ શિશ નામિને રે,
ઉંદીર વાહન વળી નમુ ધામિને રે. ૧

## पर्मेश्वर प्रत्ये कजोडानी स्त्री कहेछे.

શાર્દૂલવિક્રીડિતવૃત.

રેરે! એ મુજ ઇશ વીષ દઇને લેધાત આ અંગની,
નાંનો છે પતિ રે સહૂ સુખ ગયું ચાલી નિશા રંગની;
પૂર્વે શું કરિયા ઘણા અઘ× વિભુઓ વિશ્વનાં રે ધણી,
શામાટે કરિયું કજોડ મુજનૂ દીવો અને ક્યાં મણી. ૧
રોમાંચી થથરે ઘણા વિરહથી જ્વાળા ઘણી કામની,

× પાપ!!!

નેત્રોમાં જળધાર નિત્ય વહેછે ભૂલી ભમૂં ભામની;
આકાશે ઘનઘોર મેઘ ચ'ઢીને ધારા કરે જે ઘડી,
તેવી છે મુજને શરીર મહી આ કામાગ્નિની રે! ઝડી. ૨

## પર્મેશ્વરનો જવાબ.

### દોહરા.

તરૂણિ તા'રૂં તન તપે, પિડે વિરહ દુખ કાય;
પ્રાશ્વી તા'રૂં પુરવનું, મુજથી માફ ન થાય. ૧
પુર્વે પતિ રંઝડિયો, કર્યો ન કૈં એક ધર્મ;
વિવાહ કો ભંજાવિયો, નડીયૂં તુજને કર્મ. ૨

## વિધાત્રી પ્રત્યે સ્ત્રી કહેછે.

### કવિત મનહરછંદ.

અરેરે ! વિધાત્રી માત કરીયું શું કામ તેંતો,
એવા કેવા લેખ લખ્યા અતિ અકળાઉછું;
રૂપ મારૂં અતી બન્યું રતીથી રશાળ ઘણૂં,
(પણ) વિરહની જ્વાળા થકી ઉભી બળી જાંઉછું.
જાણે કેશ કાળી નાગ ગુંચ્યા છે ઘાલિને ફૂલ,
ધૂળ પડી ઉપર તે ગુંથેલા નકામ છે;
કૂચ પીંન શમ મૂજ તૂજ કહું માત સુણ,
પણ નથી પતી મૂજ યો યોગ્ય દૂખ લાગેછે. ૧
આંખ મૂજ મૃગશમ ફરતી ચો'ગમ ફરે,
અધરનો રશ અરે ? ઉડી ઉડી જાયછે;
અંતર બળીને રહું દૂખ કોની આગે કહું,
રડી રડી આંખમાંનું, કાજળ ધોવાય છે.
ચૂંદડી ચટક રંગ અંગ શોભા નંગ શમ,
જેમ મણીહીણો નાગ એવું દૂખ થાયછે;
ઘરેણા હું ઘાલું ઘણાં શોભીતાં જે અંગતણાં,

પણ નહી જોડું કીધૂ તુજને ધીક્કાર છે. ૨
પગ કેરી પા'ની લાલ કોની સાથે કરૂં ખ્યાલ,
કરમ સંજોગે કેથો બાળકંથ મળ્યો છે;
[1]મદન સમાતો નથી મૂઝે શું શકું હું કથી,
ધનૂષથી જાણે સર એકદમ છુટ્યો છે.
પતી કેરૂં મૂખ જોઈ પેટમાં અંગાર અડે,
સૂઝે નહી મને કાંઈ કાળજ કંપાય છે;
મદમાતી નારી હુંતો કહુંછઉં તુજને જે,
જોડું ન કરીયું માટે ના'શિકા છેદાય છે. ૩



## विधात्रीए आपेलो जवाब.

### ઉપેંદ્રવજા છંદ

અરે તરૂણી શુણ વાત મારી,
લખ્યું લખાતાં નહિ ભેદ ધારી;
સુકીત તેં જે પુરવે કર્યું છે,
યમે કહ્યું તેમજ મેં લખ્યું છે. ૧



## स्त्री पोतानी माता प्रत्ये कहेछे.

### વસંતતીલકા છંદ.

રે ? મૂજ માત ફટ પાપણિ આ શું કીધૂં,
નાદાન સાથ ક્યમ તેં મુજ દાન દીધું;
ધિઃકારછે બહુ બહુ તુજને અરેરે !!!
લાજી રહું દિલ મહી કહુંછું અરેરે ? ૨
(જેમ) ડાળો તરૂવર તણી ફુલિને લચે છે,
આવે ફળો નવ નવાં બહુ તેમ મચેછે;
(તેમ) જોબંનથી જરૂર હું ઘણું તો ખિલીછું,
સ્વામી નથી મુજ સમો અતિશેં વિલીછું. ૩

૧ કામદેવ.

બુદ્ધી ગઈ તરત કે તુજની બુડી રે,
રેરે ? સુજી ક્યમ મતી અતિશે કુડી રે;
જોજે ખચીત વચ હું× કહું તૂજ આગે,
સંસારના વિષયનું તુજ* પાપ લાગે. ૪
લા'વો લિધો નથિ હજૂ શુ પલંગ કેરો,
સ્વામી તણો અતિશય મુજને જંહેરો†
સૂપાત્રને કરતજો મમદાન રૂડું,
તો આ ગણાત નહિરે તુજ કામ કૂડું. ૫



## माता कन्या प्रत्ये कहेछे.

### સંખનારી છંદ.

શુણો પુત્રિ મારી વદો ગ્નાન તારી,
લહો શીખ મારી ભજો રે મુરારી. ૬



## कंन्या पिता प्रत्येन्योक्ति.

### ઉપેંદ્રવજ્રાછંદ.

શુણો પિતાજી મુજ વાત ભારી,
અરે કર્યું શું કુમતી વિચારી;
લક્ષ્મી લિધી તેં ગઈ લાજ તા'રી,
પતી વિશે તે ગત ના વિચારી. ૧
મળ્યું દ્વિગૂણું ધન તૂજનેરે,
ખરે ખરે તું હુણ મૂજનેરે;
દુખી રહીશું દિલમાં રડીને,
પિતા ચિતા માંહિ મરો બળીને. ૨



× વચન. * તને. † આંતરો, અંતર ? ? ?

## पुत्री प्रत्ये पितानो जवाब.

### દોહરા.

પુત્રી શુણ તું વાત મૂજ, કડવાં વેણ ન બોલ;
વિધી લેખ આવી મળે, જ્યાં ત્યાં કરિએ ખોળ. ૧
ધન હિણો કે અન હિણો, લખ્યો વિધાત્રી જેહ;
સારૂં ઘર જો શોધતાં, મળે નિમેલો તેહ. ૨



## हवे कजोडानी स्त्री पोतानी सखी प्रत्ये पडतां दुखनो हेवाल कहे छे.

### લાવણી.

શુણ સખી કરમના ભોગ વિધી સંજોગ મળ્યાછે આવી,
આ બાળાવરની સાથ મને પરણાવી;
છાતીમાં ભડકા બળે સુખ નહિ મળે કરૂં શું હાવે,
સૂતાં એકલડી સેજ નિંદ નહિ આવે. ૧
હું વરશ સોળની નાર જુવાની બાહારે ખીલતી મા'રી,
રંગીલો ક્યાં રમનાર સહું દૂખ ભારી;
મુજ નયણે આંસુવાટ ભિંજે ચીરઘાટ દુઃખમાં ડોલું,
આ બાળકંથનું દુઃખ ક્યાંહાં જઈ બોલું. ૨
ગૈ શયન ભૂવનની માંય રખેને થાય દીસતું એવું,
મેં જઈ કીધૂ ચકચકિત રાજ્ય ગ્રહ જેવું;
સૂતેલો ઉપર બાળ લાગિછે ઝાળ દેખતાં અંગે,
હૂં ડશકે ડશકે રડૂં રમૂં ક્યાં રંગે. ૩
સૂતી હું સેઝની માંય અરે આ? હાય બળાપે બળતી,
બાળાવર કેરૂં દૂખ જોઈ પરજળતી;
પોઢ્યો તો પરણ્યો પાંત કહું શું વાત ઉસાકે પગ દે,
આવી પડિયો મૂજ ઉપર તુરત હું ચગદે. ૪
મેં જાણ્યું ધ્રૂજશે પંડ વાગશે ઠંડ પતી મારાને,

હોરાડ્યો સુંદરશેશ પ્રાણપ્યારાને;
હું બાઝી લેવા હુંફ રહીને ચૂપ વાળિયુ પાસું,
ઝબકીને જાગ્યો બાળ પાડતો આંસુ. ૫
માંમાં કરિ પાડી બૂમ થઈ હું ગૂમ બળાપો લાગ્યો,
જાણીને મુજને માત રોટલો માગ્યો;
ત્યારે મેં યુક્તી કીધ સૂખડી દીધ હેત આણીને,
ઝોકામાં ફેંકી દીધ અવર જાણીને. ૬
બહુ રડી કર્યું ખળિયાણુ શિશું અંજાણ જોઇને મુજને,
આ બાળપતીનું દુઃખ કહું શું તૂંજને;
હું કરૂં હવે શું બ્હેન પડે નવ ચે'ન પ્રાણ કે કા'ડું,
જઈ પડું સરીતા માંહ્ય દેહ ડૂબાડું. ૭
ઓ ? સૈ'યર શુણ તું વાત થયો ઉતપાત કરૂં ક્યાં કાળૂં,
કે આ તન રંગ પતંગ આગમાં બાળૂં;
મને ગમે નહી શણગાર જમણ કંસાર ઝેરસમ લાગે,
કાળજડું કડકા થાય બાણ બહુ વાગે. ૮
જેમ વીજતણો પલકાર એ વિશ કુમાર ગુલાબી ખ્યારી,
પણ ભોગવનારો નાવ બાળ દૂખકારી;
સૌ છોગાળા નર છેલ બેશિને વ્હેલ છબીલા હીંડે,
તે દેખીને મુજ અંગ કામ બહુ પીડે. ૯
ઘણું વહે આંખથી નીર રહે નવ ધીર કરૂં શું હાવે,
રે ? કામદેવની અગન કોણ બૂઝાવે;
આ કમળ શમુછે વદન ખીલ્યોછે મદન બદન પણ તેવું,
તેનૂ રવીવિણ ક્યાં થાય પ્રફુલ્લિત રેહેવું. ૧૦
કરમાયું કોમળ મૂખ લાગિને દૂખ રડ્યાને જોઈ,
ક્યાં ભાંગે માં'રી ભૂખ રહુંછું રોઈ;
જેમ પ્રિતી ચંદ્રચકોર એવિ ચિતચોર ચાતુરી નારી,
ઓ ? પડતી આફત સહું રમું નહી જારી. ૧૧
મુજ પિતા આંધળો થઈ રૂપેયા લઈ ખાળમાં નાંખી,

પણ બાળપતિની વાત યાદ નવ રાખી;
મુજ છબી ચંદ્રમુખતણી મૃગાલોચની મધૂરી વાણી,
ક્યાં ઇચ્છાવરનો ચાલ બનત પટરાણી* ૧૨
માયાળુ છે મુજમતી હંસની ગતી ભમર એકાળી,
પ્રતિબિંબ પડેછે ધરા અધર પર લાલી;
નાશીકા નખરાદાર ચંચુ શુકસાર ગુલાબી ચારૂ,
પણ બાળકંથને જોઈ બળે દિલ મા'રૂં. ૧૩
મુજ દંત હીરાકણિ જેમ શોભતા એમ છૂંદડાં લીલાં,
કદૂકશમાં બે કૂચ અખંડ રસીલાં;
મુજ ભરાવનારો ક્યાંહી રડીને રહી ગમે નવ કાંઈ,
ચારૂ એ ચુંબન કોણ કરે ઓ ? બાઈ. ૧૪
ચળકે ચૂડી મુજ હાથ ભરાવા બાથ ચિત્ત ચળિ જાયે,
રંભાશમ શોભે પાય ગગન કયાં થાયે;
આ બળો રૂપને રંગ કામછે ભંગ જાણે શિર ફોડું,
હું ફુટચાં નસિબની નાર પ્રાણ ક્યાં જોડું. ૧૫
હું સ્તવું તને ઓ ઈશ દીનને નીશ હવે કર જોડું,
કે સખ્યા સાથે અંગ પછાડું પ્રોઢું;
કહે ઇચ્છારામ કરિ અરજ બજાવી ફરજ શુણો સહુ લોકો,
ક્યાં થતો કજોડાં ઘાટ દૂરથી રોકો. ૧૬



## फरीथी पर्मेश्वरने कहे छे.

( લલી લલી પોકારેરે બનમે લલી લલી પોકારેરે બનમે.)
એ રાગ.

રે ! ઓ ઈશ કરૂં શું હાવે, ઝેરખાઇને મરવુંરે ફાવે,
નાખીછે દુખ દરિયાની માંહે, હવે રડવું રહ્યુંછે રે આંહે;

* અસલ ઇચ્છાવરનો ચાલ હતો તે આ સમયમાં ક્યાં ડુબી ગયો ? જો તેમ હોતતો હું સ્વેચ્છાથી કોઈ સારા રાજકુમાર જોડે લગ્ન કરત અરેરે ઇશ્વર ! ! !

થાય મનડું મારૂં રે આજ, અગ્નિથી જેમ ઉડેરે રાખ,
અરેરે ? જન્મ તેં સિદ આપ્યો, શિશુંવરે મુજ કરમે થાપ્યો. ૧
પ્રભૂ મેં શું કર્યા હશે પાપ, ગૂનો શો થયો જગતનારે બાપ,
રોગી અત્યંતગડ ગૂમડીયો, મૂજ કાજે આવો ક્યાંહાં ઘડીયો;
હોત વિધવા હું આ થકી સારૂં, બાળ જોઇને બળે દીલ મારૂં,
કામ કેરો ઘણો મુને તાપ, ન ખમાય હે જગનારે બાપ. ૨
કરે શુક્ર પીડા બહુ મારે, ક્યાંહાં જઇને હું અંતર ઠારૂં,
હું જો જાઉ પીહેરના માંહે, મુજ બાળો પીડેછે ત્યાંહે;
બાળકંથનુ મોઢુંરે દેખે, મમચક્ષુથી નીર વહેછે,
જાણું પાડું હું મારૂંરે તંન, દુખ મુજ અબળાને મંન. ૩
નાથ અનાથના સ્તવુ તુજને, હવે ઠામ દેખો પ્રભુ મુજને,
મારૂ કાળજ કડકારે થાય, કામજંતૂ કોલીનેરે ખાય;
મદ અંધ ઘણીધું નારી, ધરો શ્રવણે આ રતુની હમારી,
સુણ ઇશ હવે કર જોડો, તાણી શયને શું લાંબારે શોડો. ૪

## स्त्री पोताना बंधूने कहे छे.

### સવૈયાછંદ.

ભ્રાત અનોપમ નામ વિદ્દોતમ,[1] કામ પરાક્રમ જાન નહી હે,
હામવડી અતિશાન વિશે મતિ, કંથ કથા રહિ ગ્યાન કથીહે;
શ્રીયતણો જય પાર રહ્યો નહિ, બીક નહિ અઘઓઘ કટેહે,
ભ્રાતજી લાલ તું બાળ સમાલનિ, કામનિ કામકિ ઝાળ કટેહે. ૧

## भ्रात भगिनी प्रत्ये कहेछे.

### વસંતતિલકાવૃત.

હે બ્હેન મારિ દુખ તા'રૂ વિચારિ લાજૂં,
ઝાડે રહ્યું ફળ ફળી મધુ છેક કાચૂં;
વિદ્યા વિવેક તરૂણી શુરભી રહેછે,
દૈવે કરી પુખ દુખો વળિ તે સહેછે. ૧

---

૧ વિક્રમ.

## સ્ત્રી નિરાશ થૈ સૂતી સૂતી વિચાર કરે છે.

**ઉપેંદ્રવજ્રાછંદ.**

સુતીજ દારા શુપલંગ જ્યારે, નિશાં વિશે વાત ઘણી વિચારે;
પતી વિજોગે દુખતો થયુંછે, મંન્યું હવે નિશ્ચય તો ર'યુંછે. ૧
સખી સહૂ પોઢિ હશે પલંગે, કર્શે ક્રિડા તે પતિ શું ઉમંગે;
પતી ઘણું તેહ શું હેત આણી, પિનસ્તનોને ગ્રહિ લેશ× તાણી. ૨
ભુજો બારીને રૂડિ બાથ બીડે, અહી શમી તે બહુ ચૂડ બીડે;
કર્શે વિહારો અતિશે શું રંગે, શુલાબિ ગંડસ્થ કચુંબ નંગે. ૩
અરે? મહારે નથિ તેમ થાતું, મદાંધકું હું નથિરે ખમાતું;
પ્રભૂ અરે ઉર દયા ન આણી, કર્જો મયા મૂજ ગરીબ જાણી. ૪

(આવો વિચાર કરતાં નિદ્રાવશ્ય થૈ એટલે સ્વપ્ન થયું, તેમાં પોતાના પતિ જોડે વિનોદ કરતી હોય તેમ બોલેછે.)

**કવિત મનહર.**

આવો પતિ મારિ પાસ, હેત કેરી ધરી હોંશ,
દાસીની પૂરોની આસ, જે ચાલે સંસારમાં;
ઊભય સયન સાથ, પીનસ્તને લાવો હાથ,
ઉલટથી બીડો બાથ, મગન જે વારમાં,
ચારૂ એ ચુંબન કરી, વિરહના દૂખ હારો,
અંગમાં ઉમંગ ધરો, અતી કાળ થાયછે;
નિર્ધનને ધન આપે, દુઃખીનુ સંકટ કાપે,
તેમ રતૂ દાન આપો, જેમ સૂખ થાય જે. ૧
રજની રંગમાં રમો, મદનનો તાપ શમે,
ભાવતાં વિલાશ કરી, રહો રળીયાતમાં;
કામ કેરૂં શુખ આપો, જ્વાળા કેરૂં કષ્ટ કાપો,
કૂચતો સ્વભૂજે ચાંપો, વાર થાય વાતમાં.
અરસપરસ પ્રેમ, આનંદનો અરપુછું,

× લેશે.

મદમાતી નારી હું તો, અતિશે ઉમંગમાં;
અર્ધ નિશા ત્યાંહા ગઈ, ક્રીડા સંપૂરણ થઈ,
ઝબકીને ઝટ રોઈ, સ્વામી નથી સેઝમાં ૨

—◦—

## स्वप्नामांथी जागीने एकदम विलाप करे छे.

લલી લલી પોકારેરે બનમેં, એ રાગ.

અરેરે ! પતી તું ક્યાંહાં ગયો, કામ અગ્નિ વ્યાપીનેરે રહ્યો,
થરથર ધ્રુજેછે કાયારે મારી, કેમ છોડી ગુલાબીરે પ્યારી;
મારી ચંપક વરણીરે દેહ, સ્વામીજી કેમ છોડીરે તેહ,
વર્ષ સોળ તણી હું કન્યાયે, પામે રૂપે રતીરે લજ્યાય. ૧
પદ કુમ કુમ વરણારે રાજે, નેપુર અણવટ ઘુગરી ગાજે,
નખ મણિગણ ચળકે અનૂપ, વિધૂ શોભે જાણે ધરી રૂપ;
કર શુંઢ સકોમળ હસ્ત, ધર્યા અંગદ* આદી સમસ્ત,
કર હાથેળી રાતીરે ચોળ, હોડી ચૂંદડી રંગ જબોળ. ૨
મુખ ચંદ્ર કલંક રહીત, આંખ અણિયાળી અંજન સહીત,
નાકે શોહીયે મોતીનો મોર, કાને ઝાલ ઝબૂકે જોર;
ચારૂ ચોખુકે છુંદડું લીલુ, ઘણું શોભે અખંડ રસીલું,
રક્ત અધર હીરાકણી દંત, રંગે રાની ઘણું દ્યૂતીવંત. ૩
કરી કેશર આડ કપોળ, મધ્યે ટીલડી રાતી ચોળ.
ગલૂબંધને મુકતાની માળ, અંગનંગની શોભા રશાળ;
ચાલું હંશગતી જાણે કરણી, પ્રતિબિંબ પડેછે ધરણી,
સખી સાથે કરૂં મંદ હાષ્ય, થાય ચંદ્રના જેવો પ્રકાશ. ૪
જક્ત જનુનીને ઇંદિરા જેહ, મુજ અંગ શોભેછે એહ,
કંઠ કોકીલ સરખો બોલે, નથી મેનકા મુજની તોલે;
કેશ જાણે ગુંથ્યા કાળીનાગ, વચ્ચે ફૂલનો આણીને લાગ,
આવી ચંદ્ર વદની હું નારી, તમે મુજપર માયા ઉતારી. ૫
ઓ પલંગ સાચી કહે વાત, ક્યાંહાં ગયાછે મારારે નાથ,

* હાથેળીમાં લીટી જેવી રેખાઓ હોયછે તે ? ? ?

અંગે રોમાંચિ થયરે અપાર, કામ કંપ થકી આ વાર;
નયણે નીરની ધાર વહેછે, પોતે આપ શરીરને કેછે,
બળો રૂપ બળો તુજ રંગ, કીધો કામતણો તેં ભંગ. ૬
વપૂ એથી છુટે પ્રશવેદ, દધી સરિતાને ઉપજે એદ,
રોતી તરૂણી બેઠી ઝરૂખે, ઓ પતી પતી કરતી મૂઃખે;
વિરહે થયો વ્યાકુળ પ્રાણ, દેહ થાયછે કચ્ચરઘાણ,
મારા પ્રાણ તણારે આધાર,કેમ છોડ્યો શું રીસમાં આર. ૭
શુણી વીળાપ સખીયો ધાઈ, કેમ રૂદન કરેછે બાઈ,
સખી પ્રતે કહેછે વાત, ભુંડું સ્વપ્ન થયુ અવશાત;
જાણે પતિ મુજ લાયક થયા, કામ રૂપ બનીને રયા,
તે શું સયન મંચકપર કીધું, રતૂદાન પતિએ દીધું. ૮
ઝટ બેઠી થઈ હું શહી, જોયું તો સ્વામી મળેરે નહી,
માટે હું રોઈ શુણ તું બેન, નવ પડિયું મુને કાંઈ ચેન;
અહો ! જગતપતી માહારાજ, નવ કરવું ઘટે આવું કાજ,
ભૂડા સ્વપ્ને કર્યા કાળો કેર, પીવું પડશે હવે ઘાળી ઝેર. ૯



## सखीओ कजोडानी स्त्री प्रत्ये कहे छे.

### તોટકછંદ.

શુણ બે'ની કહું તુજ વાત રૂડી,
સ્વપના મહિ વારિધિ જાય બુડી;
સ્વપને ધન હીણશુ ધન્ન મળે,
સ્વપને શુણ વૈરીનુ સાલ ટળે. ૧
સ્વપને શુખ વૈભવ પાર મળે,
સ્વપને તજિ શૂખ વિદેશભળે;
સ્વપને ટળિ રાયજ રંક બને,
ટળિ રંકશુ રાય સદૈવ બને. ૨
મદ અંધ ત્રિયાશુ મદન્ન મળે,

સ્વપને દુખિની અતિ દુઃખ ટળે;
સ્વપને ભુખ ભોજન ખુબ કરે,
સ્વપને નર ડાંડ ત્રિયાશુ વરે. ૩
સ્વપના થકિ માણુસ કોઈ મરે,
સ્વપને કરિ મોત થકી ઉગરે;
સ્વપના થકિ અન્ન સુસ્વાદ મળે,
સ્વપના થકિ ભાણુ ભર્યું રઝળે. ૪
તજ શોક કહું સહુ જૂઠ ગણો,
મુખ રામ કથા શુભ નામ ભણો;
તજિ શોક સમુદ્ર શું જ્ઞાન લહો,
શુભ નામ થકિ કામનું દુઃખ દહો. ૫

## आवेलां स्वप्न प्रत्ये स्त्री कहेछे.

### ઇંદ્રવિજે છંદ.

રે ? સ્વપનાં સિદ આવિ અડચું,
મુજ કાળજ કંપ કરે અતિ ભારા;
સ્વામિનુ શુખ નહિ મળતાં,
ખુબ કેર કર્યો રજની ગઈ સારી. ૧
પ્યાર ઉદાર અપાર તજી,
હજુ કંથ નથી મુજ લાયક જાણો;
લોક ભમે તુજ મોહ થકી,
બકિ વેણ સુ નિંદ મહીં પરમાણો. ૨

## स्त्री प्रत्ये स्वप्न कहेछे.

### તોટકછંદ.

જ્યહિ જાંઉ તહી મતિ હીન કરૂં, અતિ શુખ અશુખ ખશૂસ ધરૂં,
કરૂ ઉથલ પાથલ સાતલરાં, બહુ નારિ ઠગારિ હશું કળશું. ૧
સ્વપના થકિ રાયશુ રંક કરૂં, સ્વપને નરના અતિ વિર્ય હરૂં;
સ્વપનેજ કજોડ સજોડ કરૂં, સ્વપનાથિ સજોડ કજોડ ધરૂં. ૨

( હવે સ્ત્રી પોતાના બાળકંથને કહેછે, મારારે સ્વામી બોલો )
ની વા'લા એરાગ.

કરમના તો લેખ બળો ખોટા,
કહોની કંથ ક્યારે થશો મો'ટા; કરમનાતો ટેક.૧
મારારે સ્વામી મદગળતી હીંડૂં,
હુંતો ચૂડ હવડા તને ભીડું; કરમનાતો. ૨
પતી હુતો ઝુરી ઝુરીને રે રહું,
વિરહનાં તો દુઃખ કોનેરે કહું; કરમનાતો. ૩
શીયાળામાં એકલડી શૂવું,
મારા નાથ ના ઘટે દુખ દેવું; કરમાતો. ૪
પીહેરથી તો લાવીશું ખાવું,
ખોરાકીથી તુર્ત મોટા થાવું; કરમનાતો. ૫
પલંગપર સૂવા નહીરે ગમે,
મદને મારૂં મનડુ અતિશે ભમે; કરમનાતો. ૬
રહુંરે દીનરાત નહી સૂઝે,
આરતો મારા નવરંગા બૌજે; કરમનાતો. ૭
કજોડું તો લોક શહૂ કહેછે,
મનડું મારૂં બળિ બળિને રહેછે; કરમનાતો. ૮
દીવાળીયે દીલ બળી રહુંછું,
પડે શીર સૂખ દૂખ તો શહુંછું; કરમનાતો ૯
દારૂખાનું સઘળું રેહ્યું અટકી,
સરીર મારૂં નાખ્યુંછે પટકી. કરમનાતો. ૧૦
હોળીયે તો હૈડું બળી જાએ,
રમવું કયા રંગ રશે થાએ; કરમનાતો. ૧૧
બળેવેતો બારણે કયમ હીંડું,
વિરહની તો જ્વાળા થકી પીડું; કરમનાતો. ૧૨
બન્યા રહે શૂક શૂકીનાં જોટા,
મારારે સ્વામી જલ્દી બનો મોટા; કરમનાતો. ૧૩

## निस्वाश नाखंती पर्मेश्वरने कहेछे.

### લલિતછંદ.

અરરર ? એ પ્રભૂ શી ગતી હવે, દુખ ન આપ તું કોઇ તો ભમે;
×કુશુમ ગુચ્છ હું કામિની બની, વિરહ વ્યાકુળી નાખરે હણી. ૧
કરમ ફૂટિયું પ્રાણ જાય છે, દવ મહીં પડું એમ થાય છે;
મદન આગ આ કોણ હોલવે, કુચ દડાશમાં કોણ રોળવે. ૨
કમળ રંગનાં ગાલ આ અરે ? અધરથી કરે કોણ ચુંબરે*
યથરતું હૃદે કોણ રાખશે, મદનના ફળો કોણ ચાખશે. ૩
અધર અંગુળી પ્રેમથી ધરૂં, મધુર શાદથી વાત ક્યાં કરૂં;
કરગરી કહૂં વિશ્વનાથ રે, દિન તણો હવે ઝાલ હાથ રે. ૪

( હવે સ્ત્રી વીસ વર્ષની થઈ, અને પૂરૂષ સોળ વર્ષનો થયો એટલે પોતાની પ્રિયાને વિનયના વચન કહેછે. )

### ઉપેંદ્રવજ્રાછંદ.

મારી પ્રિયા પ્રેમયિ વા'લી લાગે,
શાબાશછે રે કહુ તૂજ આગે;
ગૂલાબિ ચારૂ પુર પ્યાર ભાંગે,
તંબોળથી હોઠ રશાળ લાગે. ૧
દંતો રહ્યા દાડમ બીજ જાણે,
નેત્રો બન્યાછે મૃગના પ્રમાણે;
ચીબૂકતો તૈલનિ ધાર જેવું,
અર્વીદ શું શોભ્યુ વદન તેવું. ૨
કૂચો બન્યાછે પિનથી રસીલાં,
ચીરો ઘણાં કામ તણા કશીલાં;
કોકીલની જેમ મધૂર બોલે,
ભાળી તને રે દિક્ષપાળ ડોલે. ૩

× કુશૂમના ફૂલના જેવી, *આ મારા કમળના જેવા સુંદર ગાલમાં પ્રવાળાં જેવા હોઠથી કોણ ચુંબન કરશે અરેરે ???

(અર્થાલંકાર.)[1]કામા નથી એક[7]ગુણો ન કામા[2]
[3]ધામાં રશીલ વચ્ચનો શુધામાં[4]
[5]મા'રી પ્રિયા કામનુ બાણ મા'રી[6]
*ટારી શુચિતા વસિને અટારી[7] ૪

[8]વા'લી વખાણુ સરિરે શુ'વાળી,[9]
બાળી[10]કુવાણીદુર દીધ બાળી;[11]
રે'તી[12] મળી જેમ દધીશુ રેતી,[13]
દેથી[14] પ્રિયા સૂખ હમેશ દેતી.[15] ૫

[16]તા'રી છબીઆ હૃદય ઉતારી,[17]
વારી[18] સમી નિર્મળ જાઉ વારી;[19]
[20]વાતો કરેછે શયને સુવાતો,[21]
માંતો[22] થશે કામ હવે સમાંતો[23] ૬

---

માલિનીછંદ.

પ્રાશાલંકારાદી.

તદન મદન આપ્યો રે ? પ્રિયા તૂજ અંગે,
અરસ પરસ પ્રેમેં, ગૈ વિતી રાત રંગે;
ઠમક ઠમક ચાલીરે ? મુને તું રિઝાવે,
ઝમક ઝમક વા'લી રે ? અદા તું બતાવે. ૧
ચમક ચમક થાઓ તેજ તા'રૂં રૂપાળું,

---

૧ સ્ત્રી. ૨ વગર કામના. ૩ ઘર શોભાવનારી. ૪ અમૃતજેવી વાણી. ૫ પોતાની. ૬ લગાવી. * દૂર કરી. ૭ મેડીએ. ૮ પ્રિય. ૯ સાફ નરમ. ૧૦ સ્ત્રી. ૧૧ પ્રજાળી. ૧૨ ટકતી. ૧૩ પાણીને રેતી માફક. ૧૪ શરીરેથી. ૧૫ અર્પણ કરતી. ૧૬ તાહારી છબી 'હે પ્રિયા.' આ હૃદયમાં. ૧૭ સમાવો. ૧૮ પાણી. ૧૯ ઓવારી જવું. ૨૦ ગોષ્ઠી. ૨૧ સૂવાને માટે. ૨૨ મગ્ત. ૨૩ ક્ષિણતા-પામતો ? ? ?

ચળક ચળક ચૂડો ચાંદની તેમ ભાળૂં;
પલક પલક કર્તી શું ઘતી વેગ મારે,
થરકથરક છાતી કંચુકીને સમારે. ૨
અમળ વિમળ વાણી જે ઘડી તું ઉચ્ચારે,
લપટ ઝપટ મારી ચિત્ર શોભા વધારે;
પળ પળ જળ માંજૂ દૂધ તું આણિ દેતી,
અધર મધુર શાદે સુંદરા વાત કે'તી. ૩
વિસરતિ નથિ પ્યારી તું આ હૃદેથી,
નયન મરમ માંતું કોડવાતો કહેતી;
જળ મિન પ્રિતિ જેવી તે થકી તેં વધારી,
વરણ ન મુખ્યથી રે ? શું કરૂં પ્રાણ પ્યારી. ૪

## હવે પોતાના યોગ્ય, સ્વામીના મધુર વચનથી આનંદ પામી પોતે કહેછે.

### માલિની છંદ.

પતિ મુજ તુજ આગે વાત બોલું ખરી જે,
મદનનું શુખ લાગે કામ પીડા હરી તે,
અરરર દુખના તો દીન નાખ્યા વહીરે,
ઝટઝટ સુખ જાગ્યું હાલ વજ્ઞે સહીરે. ૧
દ્વિજ પતિ કરજોડીને કહું તુજ આગે,
મહુવર ધર નાદે જો અહી જેમ જાગે;
વશ થઈ ચુકિ હુંતો તેમ ઓ ? પ્રાણપ્યારા,
મદન અગમ માંહી આ પડી મેઘ ધારા. ૨
તુરત અગન બુઝી તેમ આ કામ કેરી,
હરિ હર જગત્રાતા છે ગતી ગૂઢ તા'રી;
હરનગત નયાની સેલ પર્જોડ જેવી,
ઠરઝટ સઘળાની તેમ શૂર્જોડ તેવી. ૩

## આપણા ગુજરાતના નામિચા કવિ બુલાખીરામ ચકુભાઇનો સ્વર્ગવાસ.

### લલિતછંદ.

ફુટ દધી ફુટયું કે અકાશરે, ખળ ખળી છુટયું શિધુ વાર¹રે;
કવિ બુલાખિનૂ મૃત્યુ જોઇને, કમકમ્યું ઘણુ સ્વર્ગ રોઇને.‡ ૧
જન ન જાણતો દેવ ક્યાં વશ્યા, કવિ થકી છતા આજ થૈ રહ્યા;
ખળ ભળ્યું સહૂ બ્રહ્મલોકથી, નયનનૂં છુટયું નીર શોકથી. ૨
હૃદય કાટિને કાડચૂં થયું, ઘટ ફુટી અને આભ વૈ'ગયું;*
તજિ ગયા અરે તેમ મૂજને, અરરર ? હાયરે શું કર્યું તમે. ૩
જળવિના ઘણ મચ્છ તર્ફડે, દવમહી બળી પક્ષી ફરફડે;
તમ વિયોગથી તેમછે મને, મમ ગુરૂ અરે શું કર્યું તમે. ૪
અરરર ઓ કવી મૂકી મૂજને, તુરત આ જવું ના ઘટે તને;
વદન દેખશું તા'રૂ ક્યાંયરે, ઉરમહી બળૂં હાય હાયરે. ૫
નર હરી પ્રભૂ નાથ વિશ્વના, હમ તણી સ્તુતી ધાર ધ્યાનમાં;
કવિ બુલાખિને મોક્ષ આપજે, તુજ સમો કરી પાસ રાખજે. ૬



### સાર્દૂળવિક્રીડિત છંદ.

ફાટયો આભ અરે અથાગ જળ સૌ, શિધૂતણૂ ઉછળ્યું,
કંપ્યાછે દશ દીગ્પાળ નગ સૌ, વૈ'કુંઠ શું આખડયું;
કે શું રાહુ રહી અને નભ વિશે, ગ્રાશ્યો રવી ઇંદુને

૧ સમુદ્રનુંજળ, ‡ દેવતા લોકોનો મહીમા કવિથીજ વધ્યોછે, કેમકે, રામાયણ ભાગવત અઢાર પૂરાણ વિગેરે કવિએજ વર્ણવ્યાંછે, અને તેનો મહીમાં આખી પ્રથ્વીમાં ગવાયછે, માટે * જે પ્રમાણે ઘડાની અંદર પાણી ભર્યું, અને તે ઘડો નાશ પામ્યો તેમાંથી તેજરૂપી જળ વહી ગયું એટલે નકામાં ઠીકરાં પડી રહ્યાં તોપણ ગયૂં એટલે શું કામના ? ? ?

કે આ કાળ અગસ્તિ રૂપ' બનિને, શોષ્યો કવિ સિંધુને. ૧
મારા મિત્ર સુજાણ વાણિ શુભને, ડાહ્યા વિવેકી હતા,
ત્રીશે વર્ષનિ ઉમરેજ બણિને, પૂરા પડ્યા છો છતા;
આમુર્તિ સુખ સાંતિને નિરખતાં, ધ્યાને રહેછે ઠરી,
ભૂલાખી કવિ રાજ મોત દુખથી, આ મંડળી દિલ્ગિરી. ૨



## હવે માત કૌસલ્યાજી બોલીયાં હો વ્હાલારે,
## તૂજને નહીં જાવા દઉં વન્ન કુંવર કાલારે ;

એ રાગ.

જાણીતો ગુર્જરનો કવિ, સ્વર્ગવાસીરે;
ગયો છેતરી પલક મોઝાર, કરીને ઉદાસીરે. ૧
તા'રી અકળ કળા ખીલતી જતી સ્વર્ગવાસીરે;
કીધી કાળે કળા તુજ ભંગ કરીને ઉદાસીરે. ૨
તુંતો વિદ્યા વિશે વિદ્વાન્હ તો સ્વર્ગવાસીરે;
તા'રી વિશ્વ કરેછે વિખાણ થઇને ઉદાસીરે. ૩
તુજ આશ્રયે હમ સરખા હતા સ્વર્ગવાસીરે;
આજે છેતરી નાઠો તું છેક કરીને ઉદાસીરે. ૪
હતો નિતી સરિતાનું તુંબડું સ્વર્ગવાસીરે;
તેતો છીનવી લૈ ગયો કાળ કરીને ઉદાસીરે. ૫
મેંતો સરોવર બાંધ્યું તું મ્હેનતે સ્વર્ગવાસીરે;
વહ્યું નિતીનું જળ ભાંગી પાળ કરીને ઉદાસીરે. ૬
મૂજ અંગ મહીં અગ્નિ લાગીયો સ્વર્ગવાસીરે;
તેતો વ્યોગ થકી ન હોલાય થયોછું ઉદાસીરે. ૭
આતો પઢતો પોપટ ઉડતો હતો સ્વર્ગવાસીરે;
અરેરે ? કોણે તોડી તે પાંખ, કરીને ઉદાસીરે. ૮
પડ્યાં પુસ્તક પોકારે તહિરાં, સ્વર્ગવાસીરે;
તેની કોણ લેશેરે સંભાળ, કરીને ઉદાસીરે. ૯

તુજ મર્ણથી પાર્વતિ ટળવળે[1] સ્વર્ગવાસીરે;
સૂતા[2] મણી બ્હેન કરેરે કીલોલ થઇને ઉદાસીરે. ૧૦
તું તો કલ્પવૃક્ષ કવિનો હતો, સ્વર્ગવાસીરે;
અરેરે ! ગયુંછે દાઈ તેહ, કરીને ઉદાસીરે. ૧૧
તું તો અચળ રહ્યો હતે આ સમ, સ્વર્ગવાસીરે;
થતે વરદપુરી કવિરાજ, થયોછું ઉદાસીરે. ૧૨
તેં તો કાવ્ય કૌસ્તુભ સમાં રચ્યાં, સ્વર્ગવાસીરે;
તા'રી કવિતાના વાગે છે બાણ, કરીને ઉદાસીરે. ૧૩
તું તો મૃત્યુલોકે મણિ ચળકતો, સ્વર્ગવાસીરે;
રએ કરતો સ્વરગ અંધકાર, થઇને ઉદાસીરે. ૧૪
શિષ્ય ઇચ્છારામનું હૃદે, સ્વર્ગવાસીરે;
તુજ બોગ થકી ફાટી જાય, થઇને ઉદાસીરે. ૧૫
કેશવ થૈને ગળગળો, સ્વર્ગવાસીરે;
વહ્યું ચોધારે ચક્ષુથી નીર, થઇને ઉદાસીરે. ૧૬
હવે શકળ લોક તને કહે, સ્વર્ગવાસીરે;
થાજે ઇશ્વરનો કવિરાજ, થયોછું ઉદાસીરે. ૧૭

### દોહરા.

પળ પળ જળ નયણે ભરી, શું કહિયે કવિ વાત;
ઝળ ઝળ અંતર પરજળે, ગમે નહિ દીન રાત. ૧
ખાતાં પીતાં સયનમાં, લખતાં કરતાં કામ;
એક ઘડી નવ વીસરૂં, કે'છે ઇચ્છારામ. ૨
હૃદય વિષે રમતા ફરો, મન હરખો ? કવિરાજ;
દર્શન ક્યાં દેતા નથી, જાણી કિંકર દા'ઝ. ૩
સુંદર રસ કવિતા તણાં, વાગે જે ઘડિ બાણ;
દાસ કહેછે ઓ કવિ, ક્યાં હારિસ મુજ પ્રાણ. ૪



૧ આ કવિના અર્ધાંગન્યા, ૨ છોકરી ? ? ?

# चित्रकाव्य किंचित्स्यारंभः

## सर्पशिशुप्रबंध.

(ર. રા. નરને શિખામણ)

॥ સોરઠા છંદ ॥




મનમાં રાખી ધીર, ધરો દાન ધીરજ તણી;

ડહોં ન કિજકિ અધીર, ધીર સમીર સમાં ધસો. ૧



# चोकीप्रबंधसवैये.

## प्रभूस्तुति करवाविषे नरने शिखामण.




### सवैयो.

જે કરતા જગનો ભરતા વળી, ભક્ત ઉગારન પાંડવકે;
જે વડ પાન વિશ્રામ આહરી, તે હનુ ધ્યાન ધરે મનને;
જે ભજે ઋષિ રાજ જોગજન્યા પ્રભુ, વિશ્વ કરું નર જીવનકે,
જે નર જી રાગ ભાળ થયુવાન, નિરંજનને ભજ તારકજે. ૧

# २ खंपालप्रबंध.



## દોહરો.

સત્ય મહીભૂપત વદે, દેવ તણે [illegible];
સદા ઈશ ત્યાં હો મુને, પામૂ રવિ સમ ભાસ. ૧



# ગ્રંથાશ્રય નામાવળી.

## સ્વસ્થાન વાંસદા.

૬ શેઠ શ્રી શરસંગ નારસંગ મા. ૧૬
૧ રા. કૃષ્ણરાવ વિશ્વનાથ ત્રી.
૧ રા. પ્રો. પ્રેમશંકર જીવંદરામ
૧ રા. પુ લક્ષ્મીશંકર જીવંદરામ
૧ રા. વીરસીંગ નારસીંગ શસંપ વર્ધક સભાના સેક્રેટરી સા.
૧ રા. સીતરામ સખારામ.
૧ રા. હરગોવિંદ તુળજારામ દે.
૧ રા. ડાહ્યાભાઈ ભાણાભાઈ દે.
૧ રા. ના. દી. પ્રાણશંકર દયાશંકર
૧ રા. નો. રાણા તખ્તસીંહજી.
૧ રા. ધંભીરબાવા નારસંગબાવા
૧ રા. અ. ભાઈબા ધંભીરસીંહ
૧ રા. ગુલાબચંદ પ્રેમચંદ.
૧ રા. જીવણરામ દુલ્લભરામ.
૩ રા. નારસીંહ કલ્યાણસીંહ દ.

## નલધરા તાલુકે મહુવા.

૧ રા. રા. શુંભાભાઈ વાંલાભાઈ જાગીદાર.
૧ રા. ભીમસીંહભાઈ.
૧ કૃષ્ણલાલ નથ્થુભાઈ મજ.
૧ રા. રા. ગુમાનભાઈ હીરજીભાઈ જાગીરદાર.
૧ રા. મણીભાઈ નરભેરામ કા.

## મહુવા પ્રાંત નવસારી.

૨૫ શ્રીમંત રૂદરજીમાઈ ખંડુવસી મહુવા વલવા. ઈ. સા.
૧ રા. રા. દત્તાત્રય ચિંતામણી અવલકારકુન સાહેબ.
૧ રા. રા. ઇન્સ્પેક્ટર બાપુસા.
૧ રા. રા. નાયબ ફોજદાર લક્ષ્મણરાવજી.
૧ રા. રા. સખારામ મહાદેવ ફોજદાર સાહેબ.
૧ રા. ભાવસાર બાલા જીવણ.
૧ રા. ,, નરશાંઈ પુરૂષોત્તમ
૧ રા. મંછારામ કેશવરામ ચી. સા.
૧ રા. ચૂનીલાલ કેશવરામ નાધણી કામદાર.
૧ રા. રતીલાલ બ્રીજલાલ સુરત
૧ રા. ક. ત. ગણપતરાવજી.
૧ રા. માધવરાવ બાંકાજી કે. કા.
૧ રા. રામશંકર લક્ષ્મીશંકર તલાટી
૧ રા. તુળજારામ ગણપતરામ ,,
૧ રા. આત્મારામ ત્રંબકરામ ,,
૧ રા. વલ્લભરામ બાળકરામ ,,
૧ રા. ઠાકોરલાલ સૂરજલાલ મેહે.
૪ રા. કલ્યાણજી ગોવિંદજી તલા.
૧ રા. બાવા બીહારીદાસ ઇશ્વર.
૧ રા. દુલ્લભભાઈ મકનજી પે. મા
૫ રા. કાસીરામ પુરૂષોત્તમ તલાટી
૫ રા. કેશવરામ કરૂણાશંકર ,,
૫ રા. શેવકરામ ભગવાનજી ,,
૧ રા. હરીરામ મોતીરામ કારકુન
૧ રા. જમીયતરામ વેણીરામ આડીટી.
૧ રા. રતનચંદ ખુશાલચંદ શેઠ
૧ રા. કાવસજી નસરવાનજી સાદરેક્ડ.

૧ રા.મણીલાલપ્રાણલાલ તલા.
૧ રા. ભા. દુલ્લભ ભગવાન.
૧ રા.સદાશીવ યાદવરાવ તલા.
૧ રા. ખંડુભાઈ મંછારામ દે-
શાઈ ત.
૧ રા.નારણજીપુરૂષોત્તમ તલા.
૧ રા.હીંમતરામ નરભેરામ ,,
૧ રા. ડાહ્યાભાઈ નાગર મ.કા.
૧ રા.રા.ઉમીયાશંકર નરભેરામ
દેશાઇજીના કારભારી સાહે.
૧ રા. માધવરાવ આબાજી કા.
૧ રા. બાળકૃષ્ણ રામચંદ્ર ત.
૧ રા. મોહનલાલ સુરજલાલ ત.
૧ રા. છોટુલાલ શીવલાલ પં.
૨ રા. ભગવાન ગોવિંદજી ત.
૧ રા. ગોવન બાલુ સોની.
૧ રા.શેઠ પ્રાણજીવનગુલાબચંદ
૧ રા. જમીયતરામમનસુખરામ
ફોજદાર કા.
૧ રા. ગણપતરામ ભાણા.

કાંહાંની તાલુકે મહુવા.

૧૦ રા.રઘાભાઈ ખુસાલ પટેલ
૧ રા. પટેલ નારણ ગલાલ.

ધોળીકુઈ તા. મહુવા.

૩ રા. પટેલ કાંનુજી રડીયા.

મૂનપૂર તા. પાદરા.

૩ રા. રા. ત્રવાડી હરીશંકર અ-
મથારામ સ.સૂ.નિ.ના મેહે.

બારડોલી.

૧ રા.બા.બાળકરામ પ્રાણશંકર
૧ રા.પાઠક હરગોવંદ દેવશંકર.
૧ રા. વૈદ્ય કેશવરામ પુરૂષોત્તમ
૧ રા.પારેખ ઝવેરભાઈદયારામ

ઝેહેરવાવળા.

૧ રા. રા. ખંડેરાવ ભવાની સ.
સૂ. નિ. ના મેહેતાજી.
૧ રા. પટેલ સુખાભાઈ મોરાર.
૧ રા. પટેલ પ્રેમાભાઈ ભગવાન
વીલણપોર.
૧ રા. ભાણા ફકીરા.
૧ રા. બેચર કલ્યાણ.
૧ રા. નીછા જીવણ.
૧ છીતા રણછોડ.
૧ પટેલ જોગી કુંવેરજી હળધવા
૧ ,, કાળા ભીખા ગૂણસવેલ
૧ ,, ભૂલા ગોશાંઈ સાતેમ.
૨ બીલીમોરાના શેઠ લીમજી-
ભાઈ રૂસ્તંમજી.
૨ મુશેજી ફકીરજી જલાલપોર.
૧ દો. મોરારજી પેમાભાઈ અં-
મલશાડ.

કઠોર.

૧૦મે. રા. ભગુભાઈદાજીભાઈ
વહીવટદાર સાહેબ.

પથરોળ.

૧૦રા. ડાહ્યાભાઈ જીવણભાઈ
પટેલ.
૧ માનસીંગ હરીસીંગ.
૧ પટેલ પરશોત્તમ હીરા.
૧ ઓખલી બા. લખમીદાસ
કલાણજી.